મઝેદાર કહાણીમાલા • પુસ્તક : બીજું

# બા. બુ

[બહાદુર બાબુનાં બાહોશીભર્યાં પરાક્રમો
વાળી સળંગ અને સચિત્ર મઝેદાર કહાણી]



લેખક

નવલકાન્ત નેમચન્દ ભાવસાર
બી. એસસી. એફ. આર. એચ. એસ.
[લંડન]

સંપાદક

નાગરદાસ ઈ. પટેલ

ચિત્રકાર

જગમોહન મીસ્ત્રી

બાલવિનોદ કાર્યાલય
૧૪૯, પ્રિન્સેસ સ્ટ્રીટ,
મુંબઈ ૨.

આવૃત્તિ પહેલી :  : ૧૯૪૭



: અઢી રૂપિયા :

: મુદ્રક :
રામદાસ ઈ. પટેલ
રજની પ્રિન્ટરી

: પ્રકાશક :
નંદલાલ મો. ઠક્કર
એન. એમ. ઠક્કરની કું.

⊙ પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ – ૨ ⊙

# પ્રસ્તાવના



એક તોફાની પણ બુદ્ધિશાળી કિશોરનો પરિચય અશોક બાલપુસ્તકમાળા માટે મેં 'ગાંડિયો' લખીને કરાવ્યો હતો. એનાં પરાક્રમો કિશોરમિત્રોને ખૂબ ખૂબ ગમ્યાં હતાં અને એના જેવા તોફાની, સુશીલ, શાણા તેમજ ચકોર કિશોરનાં પરાક્રમોનું આલેખન કરવા મારી પાસે અનેક માગણીઓ થઈ હતી.

એ દરમિયાન શ્રી. નાગરદાસભાઈએ એ પ્રકારના દેશ વિદેશના વિપુલ સાહિત્યનો મને સુંદર પરિચય કરાવ્યો.

એક શિક્ષણસંસ્થાના આચાર્ય તરીકેની છેલ્લા દોઢેક દાયકાની મારી કામગિરિ દરમિયાન કેટલાક તોફાની છતાં બુદ્ધિશાળી અને સુશીલ તેમજ ચકોર કિશોરનાં અવનવાં અને રમૂજ પમાડે એવાં પરાક્રમો જોવા, જાણવા અને સાંભળવાના અવનવા પ્રસંગો મને પ્રાપ્ત થયા.

એ રીતના અભ્યાસ, નિરીક્ષણ અને ચિંતનને પરિણામે 'બાબુ' નું સર્જન થયું છે. એનાં પરાક્રમો મેં મારી દષ્ટિએ રજૂ કર્યાં છે અને શ્રી. જગમોહન મીસ્ત્રીએ એને અનુરૂપ ચિત્રોની સજાવટ કરી છે.

'બાબુ' બાહોશ, બહાદુર અને ચાલાક કિશોર છે અને એનાં પરાક્રમો કિશોર જગતને મઝેદાર કહાણી પૂરી પાડશે એવી આશા છે.

નવલકાન્ત ભાવસાર



: અનુક્રમ :



: હવે પછી :

લીલી · લાલો · નાનુ

: વગેરે :

# બાબુ



## અંગ્રેજી શાળામાં

જુન મહિનાની બારમી તારીખ હતી. ઉનાળાની રજા પછી શાળાઓ ખૂલી ગઈ હતી. બધી શાળામાં નવા વિદ્યાર્થીઓને દાખલ કરવા માટે વાલીઓની દોડાદોડ ચાલુ હતી. બાબુના પિતા જયંતકુમાર પણ બાબુને તેડી ભારતી વિદ્યાલયના નિયામકની પાસે આવ્યા હતા. શાળામાં ખૂબ ગીરદી હતી. દરેક વર્ગમાં થોડીક ખાલી જગાઓ પૂરવાની હતી અને પહેલા ધોરણમાં ૪૦ વિદ્યાર્થીઓ લેવાના હતા.

પ્રાથમિક શાળાનો અભ્યાસક્રમ ધોરણ ચારનો પૂરો કરીને વહેલા વહેલા અંગ્રેજી શીખી લેવાને

બાળકોનો ઉત્સાહ અદમ્ય હતો. બાબુએ રજા દરમિયાન ચારે એ બી સી ડી તૈયાર કરી નાખી હતી એટલુંજ નહિં પણ થોડુંક વાંચતાં પણ શીખી લીધું હતું.

ભારતી વિદ્યાલયના નિયામક ભરતકુમારની નજર દૂર ઉભેલા જયંતકુમાર પર પડતાંજ તેમણે બૂમ મારી, 'હલ્લો જયંતકુમાર! તમે ક્યાંથી?' અને પટાવાળા તરફ દ્રષ્ટિ કરી તેમને માટે ગીરદીમાંથી રસ્તો કરવા સૂચવ્યું.

જયંતકુમાર આગળ વધ્યા પણ એટલામાં તો નિયામક પાસે એક વિદ્યાર્થી પહોંચી ગયો હતો અને કહેતો હતો, 'સાહેબ! મારૂં નામ ઝટ દાખલ કરી દો. મને ચારે એ બી સી ડી આવડે છે. થોડોક ઘેર અભ્યાસ પણ કર્યો છે.'

એક શ્વાસે બોલતા બાળક સામે નિયામકની દ્રષ્ટિ સ્થિર થઇ ગઇ ત્યાંજ જયંતકુમાર બોલી ઉઠયા, 'અરે બાબુ! શાંતિ રાખ. ઉતાવળ ન કર.'

ભરતકુમારે જયંતકુમાર સામે જોયું. તરતજ ચહેરાની સામ્યતાને લીધે બાબુને ઓળખી લીધો અને બોલ્યા, 'બરાબર તમારીજ નાનકડી આવૃત્તિ, જયંતકુમાર!'

જયંતકુમાર મંદ મંદ હસ્યા.

જરૂરી ફોર્મ ભરેલુ હતું તે નિયામકને આપ્યું. તેના પર દ્રષ્ટિ કરીને નિયામકે બાબુ તરફ નજર કરી પૂછ્યું,



'બાબુ! તમે ચોથા ધોરણામાં કેટલામે નંબરે પાસે થયા?'

બાબુ બોલ્યો, 'સાહેબ! પહેલા નંબરે.'

નિયામક આ જવાબ સાંભળીને ખુશ થઇ ગયા અને તેઓ જયંતકુમાર તરફ ફરીને બોલ્યા, 'જયં-તકુમાર! તમારા જેવી જ તેજસ્વી કારકિર્દીવાળો બાબુ થાય એમ મને તો લાગે છે.' અને પછી આમતેમ પરચુરણ થોડીક વાતચીત કરી બાબુનુ નામ પત્રકે દાખલ કર્યું અને જયંતકુમારને કહ્યું, 'જયંતકુમાર! તમે કાલે મારે બંગલે જરૂર સહ-કુટુંબ જમવા આવજો' થોડીવાર પછી ભરતકુમાર

બાબુને શાળામાં મૂકી સાહેબજી સલામ કરી ચાલ્યા ગયા.



શિક્ષક વર્ગમાં દાખલ થતાં જ બધા વિદ્યાર્થીઓ માન આપવા ઉભા થયા. શિક્ષકે પોતાની ખુરશી પર બેસતાં કહ્યું, 'Sit down' (બેસી-જાવ).'

બાબુ નવો નિશાળિયો હતો. એને આ શબ્દો નવા હતા છતાં બીજા વિદ્યાર્થીઓ જેમ તે પણ બેસી ગયો.

શિક્ષકે કહ્યું, 'ચોપડી ખોલો.'

તરત જ દરેક વિદ્યાર્થી પોતપોતાની પ્રાયમર ખોલી પાઠ લેવા આતુર નયને તાકી રહ્યો.

શિક્ષકે 'સી એ ટી–કૅટ–એટલે–બિલાડી, ઍમ એ ટી–મૅટ–એટલે સાદડી, ઍચ એ ટી–હૅટ એટલે ટોપો' એમ એક પછી એક શબ્દો શિખવવા શરૂ કર્યા અને વિદ્યાર્થીઓ પણ ઉત્સાહ પૂર્વક નવી ભાષા શીખવા લાગ્યા.

શિક્ષકે પાઠ પૂરો કરી શબ્દો અને તેના અર્થ કાળા પાટિયા પર લખ્યા અને વિદ્યાર્થીઓને તે બધા શબ્દો ઉતારી લેવાને કહ્યું. વિદ્યાર્થીઓ પોતાની

નોંધપોથીમાં ચપોચપ શબ્દો ટપકાવવા લાગ્યા. શબ્દો ઉતારી લીધા એટલામાં બે ટકોરા સંભળાયા એટલે શિક્ષકે કહ્યું 'આવતી કાલે પાઠ અને શબ્દો તૈયાર કરી લાવજો.' અને વર્ગ બહાર ગયા કારણ કે બીજો તાસ ગણિતનો હતો.

ગણિત માટે ખાસ શિક્ષક પ્રથમના ત્રણ ધોરણ માટે એક જ હતા. તેઓ હસમુખા અને વિદ્યાર્થીઓનાં મન જીતી લે તેવા સરળ સ્વભાવના હતા તેથી તેમના આગમનની રાહ જોતા બધા વિદ્યાર્થીઓ બેઠા. તે દરમિયાન જૂના વિદ્યાર્થીઓ નવા વિદ્યાર્થીઓની ઓળખાણ કરવા લાગ્યા.

વર્ગમાં ચાલીશ વિદ્યાર્થીઓ હતા. બાબુ પહેલી પાટલી પર બેઠો હતો. બાબુની પાસે આગલા નંબરે કનુ હતો શિક્ષકે કનુને કામ ચલાઉ મૉનીટર બનાવ્યો હતો.

કનુના પિતા ધનવાન હતા અને તેથી સ્વાભાવિક રીતે કનુને ખુશામત ખૂબ ગમતી. ડરપોક વિદ્યાર્થીઓ તેને ખુશ કરવાને તેની સામે સારૂ સારૂ બોલતા, જો કે પાછળ તો તેઓ બધા જ કનુનું ભૂંડુ બોલતા હતા.

બાબુની બાજુમાં ગનુ નામનો એક ગરીબ

મુસલમાન વિદ્યાર્થી હતો. એના બાપ મજૂરી કરીને ગુજરાન ચલાવતા હતા. ગનુની પાસે મીનુ નામનો



એક પારસી વિદ્યાર્થી હતો. મીનુના બાપની દેશી દારૂની દુકાન હતી. મીનુ પારસી લોકોની સ્વાભાવિક બોલીની જેમ સાંકડા ઉચ્ચાર કરતો હતો. અને તેથી ઘણીવાર તેને બધા ચીડવતા. પહેલે જ દિવસે એ જયારે 'સી એ તી કૅત એટલે બિલાદી' એમ બોલ્યો ત્યારે વર્ગમાં હસાહસ થઇ પડી અને ત્યારથી કનુ વાત વાતમાં મીનુને ચીડવવાને ચૂકતો નહિ.

બાબુને આવું ગમતું નહિં. ધીમે ધીમે મીનુ ગનુ અને બાબુની ત્રગડીની દોસ્તી બંધાઇ ગઇ. આખા વર્ગમાં એ ત્રગડીની ટીકા થવા લાગી અને તેમાં કનુ મુખ્ય ભાગ ભજવતો લાગ્યો. કનુ અને

ગનુને બારમો ચંદ્રમા હતો. તે બન્નેને બિલકુલ બનતુ નહિ તેનું કારણ એમ હતું કે ગનુને મૉનીટર થવું હતું એટલે કનુની સામે ગનુએ ઉમેદવારી કરી પણ કનુએ ગોળી ટીકડી બિસ્કિટ વગેરે અનેક પ્રકારની લાંચ રૂસ્વતના જોરે વર્ગના ઘણા મત પોતાની તરફ મેળવી લીધા. પરિણામે કનુ જીત્યો અને ગનુ હાર્યો, તેથી કનુ હંમેશાં ગનુ તરફ તિરસ્કારથી જોતો અને તેને હલકો પાડવા પ્રયત્ન કરતો. એવામાં એક પ્રસંગ એવો બન્યો કે ગનુ બધા વિદ્યાર્થીઓ સમક્ષ ખૂબ હલકો પડ્યો.

તે દિવસે બાબુ નિશાળે આવ્યો ન હતો. તેથી ગનુ પાછલી પાટલી પર બેઠો હતો. એની પ્રાયમર એની નાની બ્હેને રમતમાં ફાડી નાંખી હતી અને પુસ્તક વગર આવવા બદલ શિક્ષક પોતાને વઢશે એ બીકે તે પાછલી પાટલી પર બેઠો હતો.

વર્ગ શરૂ થવાને વાર હતી એટલે ઘણા ખરા વિદ્યાર્થીઓ વર્ગમાં દફતર મૂકી બહાર રમતા હતા. ગનુ ગંભીર ચહેરે વર્ગમાં બેઠો હતો. ત્યાં એની નજર સનતની નવી પ્રાયમર પર પડી અને એણે સ્વાભાવિક રીતે તે જોવા લીધી અને નાના બાળકની બુદ્ધિ ચળી. એણે તરત જ ચોપડી પોતાના દફતરમાં

મૂકી દીધી. આ કામ કરતાં એને કોઇએ જોયો ન હતો.

ઘંટ થયો. વર્ગમાં શિક્ષક આવ્યા અને વિદ્યાર્થીઓને વાંચન શરૂ કરવા કહ્યું. વિદ્યાર્થીઓએ પ્રાયમર ખોલી ત્યાં સનત બૂમ પાડી ઉઠયો, 'સાહેબ! મારી પ્રાયમર ચોરાઇ છે.'



ગનુના કાને આ શબ્દો પડતાં જ એનું હૈયું ધ્રૂજી ઉઠયું. એણે તરત જ સનતની પ્રાયમર પોતાના દફ્તરમાં મૂકી દીધી.

શિક્ષકે સનતને કહ્યું: 'તું કદાચ ઘેર ભૂલી ગયો હશે.'

સનત કહે: 'ના સાહેબ! મેં પ્રાયમર ચોક્કસ મારા દફતરમાં મૂકી છે.'

શિક્ષક અનુભવી ન હતા. એમણે તરત જ ખાનામાંથી નેતરની સોટી કાઢી ટેબલપર જોરથી પછાડી અને વિદ્યાર્થીઓને વારા ફરતી પોતાની પાસે બોલાવી સડસડ સોટીઓ ખેંચવા માંડી. એ

અરસામાં જ બાબુ વર્ગમાં દાખલ થયો. બાબુ પોતાની જગા પર બેઠો એટલે બધા વિદ્યાર્થીઓની જેમ એને પણ હાથ ધરવા શિક્ષકે કહ્યું.

'પણ શા માટે સાહેબ!' બાબુએ પૂછ્યું.

'પણ બણ કાંઇ નહિં, હાથ ધર.' શિક્ષકના મગજની પારાશીશી ઘણી ઉંચે હતી એટલે તેમણે હુકમ કર્યો પણ બાબુ સ્વમાની હતો. એ અન્યાયની સામે થયો અને એણે હાથ ધરવા ના પાડી.

શિક્ષકનો રોષ ખૂબ વધી પડ્યો અને તેમણે તરત જ મુખ્ય શિક્ષકને તે બાબત રિપોર્ટ કરી મૉનીટર સાથે બાબુને તેમની પાસે મોકલ્યો.

મુખ્ય શિક્ષકે મૉનીટરને પૂછી જોયું અને તેમને લાગ્યું કે બાબુ ખરેખર નિર્દોષ છે. તેથી તેઓ પોતે વર્ગમાં આવ્યા અને વિદ્યાર્થીઓને કહ્યું: 'જેણે સનતની પ્રાયમર લીધી હોય તે આપી દો.' પણ બધા બેસી રહ્યા એટલે તેમણે શિક્ષક તરફ ફરી પૂછ્યું, 'તમે બધાનાં દફતર તપાસ્યાં છે?'

શિક્ષકે ના પાડી એટલે તેમને દરેકનાં દફતર તપાસવાને કહ્યું. દફતરો તપાસતાં ગનુના દફતરમાંથી સનતની પ્રાયમર મળી આવી એટલે મુખ્ય શિક્ષકે તેને શા માટે ચોરી કરી છે તે પૂછ્યું પણ ગનુએ

કહ્યું 'સાહેબ! મેં લીધી જ નથી. મને ખબર નથી. કોઇએ મારા દફ્તરમાં મૂકી હશે.'

પણ થોથરાતી જીભ અને ધડકતું હૈયું મુખ્ય શિક્ષકની અનુભવી આંખ તરત જ પારખી ગઇ અને તેથી તેમણે ગનુને 'જૂઠું બોલ નહિં. સાચું કહી દે' એમ કહ્યું પણ ગનુ નાસુક્કર ગયો તેથી તેને વર્ગમાં જ જૂઠું બોલવા બદલ અને ચોરી કરવા બદલ શિક્ષા કરી.

કનુના મનને ગનુની આવી નાલેશી આનંદ કરનાર બની અને તે વર્ગમાં અને વર્ગબહાર ગનુને 'ચોર! લબાડ!' વગેરે નામો આપી ચીડવવા લાગ્યો.

શાળા છૂટી. બાબુ ગનુની પાસે ગયો અને પોતાને ઘેર તેડી ગયો પછી એને સત્ય હકીકત



કહેવા માટે સમજાવ્યો ત્યારે ગનુની આંખમાંથી બોર બોર જેવાં આંસુનાં ટીપાં પડવા લાગ્યાં, અને એણે એક-

રાર કર્યો. બાબુએ પોતાની બહેનની જૂની પ્રાયમર પોતાની પાસે પડી હતી તે ગનુને આપી અને કહ્યું: 'ગનુ! ફરી આવી ચોરી કરતો નહિં. જૂઠું તો કદી પણ બોલતો નહિં.'

બીજે દિવસે શાળાએ બન્ને મિત્રો ગયા અને નાની રિસેસમાં મુખ્ય શિક્ષકની પાસે બાબુ ગનુને લઇ ગયો. ગનુએ પોતાની ભૂલ કબૂલ કરી અને માફી માગી. ત્યારથી ગનુ અને બાબુ અન્યોન્ય દિલોજાન દોસ્ત બની ગયા.

# રમતના મેદાનપર

સાંજનો વખત હતો. શાળાના વિદ્યાર્થીઓ રમતગમત માટે શાળાના મેદાનમાં ભેગા થયા હતા. બાબુ પણ પોતાના પિતાએ આપેલ બૅટ લઇને મેદાન પર જવા નીકળ્યો. રસ્તામાં ગનુનુ ઘર આવતું હતું એટલે એણે 'ગનુ, ગનુ! ચાલ રમવા આવવું નથી?' એમ કહી હાંક મારી.

ગનુએ જવાબ આપ્યો, 'બાબુ! અંદર આવ.'

બાબુ અંદર ગયો ત્યારે એણે જોયું કે ગનુ કેવા ગરીબ માબાપનો પુત્ર હતો. ઘરમાં બધે ગરીબાઇ દેખાતી હતી. ગનુની નાની બહેન અમીના ફાટ્યાં તૂટ્યાં કપડાં પહેરી અર્ધ નગ્ન અવસ્થામાં

રખડતી હતી. ગનુની મા ફાતમા એવાંજ કપડાંમાં ઘરને એક ખૂણે રેંટિયો કાંતતી હતી. ગનુ પોતાની મા માટે પુણીઓ બનાવતો હતો. ગનુના બાપ ઇબ્રાહીમ મીલમાં મજૂરી કરવા ગયા હતા.

ફાતમાએ મોટા ઘરના છોકરાને–બાબુને ઘરમાં આવેલો જોઇ એક કોથળો પાથરી આપ્યો. તેના પર બેસીને બાબુ કુતૂહલતાપૂર્વક ગનુનુ કાર્ય નિહાળી રહ્યો. ફાતમા રૂની સફેદ પુણીઓમાંથી સુતર કાંતતી હતી તે તરફ એની નજર સ્થિર થઇ ગઇ. આવું એણે જોયું ન હતું. એણે અધીરા થઇને કહ્યું, 'ગનુ! ચાલને રમવા.'

ફાતમાએ કહ્યું, 'જા બેટા ગનુ! થોડીવાર રમી આવ.' પણ ગનુને કર્તવ્યપરાયણતાનું ભાન હતું. સાથે સાથે શાળામાં પોતે અસત્ય બોલીને બધા છોકરાઓ આગળ શરમીંદો બન્યો હતો તે બનાવ પણ એની નજર સામે તરવરતો હતો એટલે એ બોલ્યો, 'બાબુ! આજે તું એકલો જ રમવા જા. હું આજે નહિ આવું.' એટલું બોલતાં એની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. બાબુ ચકોર હતો, એ તરત જ પળવારમાં બધું સમજી ગયો. એણે કહ્યું, 'ગનુ! ડરે છે શા માટે? ચાલ બહાર.

ભૂલ તો બ્રહ્માની પણ થાય!'

ફાતમાને આવી વાતની ખબર ન હતી એટલે એણે પણ સ્વાભાવીક રીતે ગનુને રમવા જવા કહ્યું.

અમ્માના ફરમાનને ગનુ કેવી રીતે ઉથાપી શકે? એ તૈયાર થયો. રસ્તામાં બાબુએ અલક મલકની વાતો કરી ગનુને હસતો કરી દીધો એટલે ગનુએ કહ્યું, 'પણ બાબુ! મીનુ વિના તો મઝા નહિં જ પડે.' એટલે બન્ને જણા મીનુને ઘેર ગયા અને મીનુને બૂમ પાડી.

મીનુ તો તૈયાર જ હતો એટલે ગનુ મીનુ અને બાબુની ત્રિપુટી કલ્લોલ કરતી મેદાન પર આવી પહોંચી.

કનુ અને તેના સોબતીઓ અદેખાઇની આગમાં સળગી ગયા, પણ શું કરે! રમત ગમત માટેના શિક્ષક શ્રી. મહેતા ત્યાં હાજર હતા. વિદ્યાર્થીઓ ભેગા થયા એટલે મહેતા માસ્તરે કહ્યું, 'ચાલો કનુ અને બાબુ, તમે બન્ને તમારી ટીમ પસંદ કરો.'

કનુ અને બાબુએ પોતપોતાના મિત્રોને પસંદ કરી દીધા. મહેતા માસ્તરે ટોસ ઉછાળ્યો. ટોસ કનુ જીત્યો એટલે એની છાતી ગજ ગજ ફૂલી ગઇ. એણે વિચાર કર્યો, આપણે જ દાવ લેવો. સાંજ

સુધી દાવ ટકાવી રાખવો એટલે બાબુની ટીમને ફિલ્ડીંગ ભરતાં ભરતાં નાકે દમ આવે અને દાવ મળે નહિં એટલે એણે કહ્યું, 'સાહેબ! અમે દાવ લઇશું. બાબુની ટીમને ફિલ્ડીંગ આપો.'

શિક્ષકે બાબુને કહ્યું, 'બાબુ! તારા ખેલાડી-ઓને મેદાનમાં ગોઠવી દે.'

'હા, સાહેબ! ગોઠવું છું,' કહી ચપળતા પૂર્વક બાબુએ ફિલ્ડીંગ ગોઠવવા માંડી.

'મીનુ! તું બૉલીંગ લે. ગનુ! તું ઑફ સાચવ. મનુ! તું મીડમાં રહે. વિનુ! તું વિકેટકીપર બન.' એમ જોત જોતામાં એણે બધા ખેલાડીઓને યથા સ્થાને ગોઠવી દીધા અને પોતે સ્લીપમાં જઇને ઉભો. કનુ અને તેનો મિત્ર ધનુ બન્ને બૅટ લઇને બહાર પડ્યા. ધનુ રમતમાં રહ્યા અને કનુ તેની સામે ઉભો. મીનુએ બૉલીંગ શરૂ કરી.

એક બે ત્રણ બૉલ થયા ત્યાં સુધી ધનુએ સંભાળપૂર્વક રમવા માંડયું પણ ચોથા બૉલને ધનુએ ફટકો માર્યો ત્યાં તો મીનુએ બિલાડી જેમ ઉંદર ઝડપે તેમ બૉલને ઝીલી લીધો. ધનુ નિરાશ થઇને પાછો વળ્યો. ધનુની જગા મહેશે લીધી. મહેશ અચ્છો ખેલાડી હતો. એણે મીનુના

બૉલને આબાદ ફટકારી ચાર રન લઇ પણ લીધા. બીનુએ છેલ્લો બૉલ ફેંક્યો. મહેશે તેને ઑફ તરફ ફટકાર્યો અને બૂમ મારી, 'કનુ! Come on (કનુ! દોડ)' કનુ રનના લોભે દોડ્યો પણ ત્યાં તો મનુએ બોલ અટકાવી બરાબર નિશાન લઇને સ્ટંપ તરફ ફેંક્યો અને અર્ધા ફિલ્ડ પરથી જ કનુને ફરવું પડ્યું.

બાજુની ટીમે હુરીઓ પોકારી અને મનુ બોલી ઉઠ્યો, 'આવ્યો તો ધસીને પણ પાછો વળ્યો હાથ ઘસીને.' કનુ એની સામે દાંતિયાં કરતો અને હાથની મુઠી ઉગામતો પાછો ફર્યો. આમ થવાનું કારણ મહેશનો સ્વાર્થી સ્વભાવ હતો. કનુના ઘણા ખરા મિત્રો તેના જેવા જ સ્વાર્થી અને દંભી હતા.

મહેશની મોટામાં મોટી ખોડ એ હતી કે છેલ્લા બૉલને ફટકારી એક રન લેવો એટલે ઓવર બદલાતાં પાછું પોતાને જ રમવાનું મળે. આ ખોડ બદલ એને શિક્ષક ખૂબ ઠપકો આપતા પણ 'પડી ટેવ તે તો ટળે કેમ ટાળી!' એ ન્યાયે એ સુધર્યો નહિં.

કનુનું સ્થાન રમેશે લીધું. રમેશ ચુનંદો ખેલાડી

હતો. રમેશ અને મહેશની જોડીએ સાવધાનપૂર્વક રમીને ૨૦ રનનો જુમલો કર્યો. બાબુએ જોયું કે આ જોડને તોડવી જોઇએ તેથી તેણે જિનેન્દ્ર તરફ નજર કરી અને ઇશારો કર્યો. જિનેન્દ્ર ગુગલી બૉલર હતો. એણે બૉલનો કબજો લીધો અને પહેલા જ બૉલે મહેશને ઝડપ્યો, બીજા અને ત્રીજા બૉલે પણ વીકેટો ઝડપી લીધી અને રમતનો રંગ પલટાવી નાંખ્યો. બાબુની ટીમ હવે જોર પર આવી. પણ કનુએ જ્યારે ઇબ્રાહીમ અને અરવિંદને મેદાન પર મોકલ્યા ત્યારે રમતનો રંગ પલટાયો અને તેમણે સાવધાનપણે આંકડો ૩૦ પર લાવી મૂક્યો.

મીનુના હાથમાં બૉલનો કબજો આવતાં તેણે એક સુંદર બૉલ નાખ્યો અને તરત જ અરવિંદને બાબુએ સ્લીપમાં ઝીલી લીધો. અરવિંદે વિરોધ કર્યો પણ અમ્પાયરે કહ્યું ‘Out : બહાર જાવ’ એટલે એને ચાલ્યા જવું પડયું. આવી રીતે કનુની ટીમ ધીમે ધીમે ૪૪ રનમાં ખખડી ગઇ.

બાબુએ જોયું કે રમવા માટે હવે માંડ દોઢેક કલાક મળશે એટલે તેણે ગનુ અને કરીમને દાવમાં મોકલ્યા. ગનુ ગગનગોળા ઉડાવનાર હતો અને

કરીમ ટચુકિયો હતો. પહેલી જ ઓવરમાં ગનુએ ત્રણ ગગનગોળી ઉડાવી ૧૮ રન કરી લીધા પણ ચોથી ગગનગોળી આબાદ કનુના હાથમાં જ જઇને પડી અને કનુએ તે ઝીલી લીધી.

'શાબાશ કનુ!' કનુની ટીમે તેમજ બાબુની ટીમે કનુને વધાવી લીધો. કનુ ખુશ ખુશ થઇ ગયો. ગનુ પછી જિનેન્દ્ર આવ્યો. જિનેન્દ્રે સંભાળ પૂર્વક રમત કરી બે રનની બાઉન્ડરી ઠોકી. બીજી ઓવર ટચાકિયા કરીમે મેઇડન પસાર કરી. ફરીવાર જિનેન્દ્ર દાવમાં આવ્યો. એણે એક ચારની અને બે બબ્બેની બાઉન્ડરીઓ લગાવી આઠ રન ઉમેર્યા, પણ એક લલચાવનારા બૉલની લાલચમાં એ ઉશ્કેરાયો અને પાંચમા બોલે એ આઉટ થયો. હવે બાબુ દાવમાં આવ્યો. જુનીઅર ટીમમાં બાબુ ઉત્તમ ખેલાડી હતો એટલે કનુએ ફરીવાર થોડાક ફેરફાર કરો ફિલ્ડિંગ ગોઠવી.

બાબુએ મેદાનપર ચારે બાજુ નજર નાખી અને બૅટને ઉંચુ કરી તાળીઓનો સ્વીકાર કર્યો અને છઠ્ઠા બૉલને મીડમાં ફટકારીને એક રન કરી ફરીવાર એ દાવમાં આવ્યો.

કનુએ બૉલીંગ પોતાના હાથમાં લીધી અને

ઝેર ભરેલી નજરે બાબુ સામે જોયું. બાબુ ધીમુ અતિ ધીમું હસ્યો. કનુ આવેશમાં હતો એટલે એની બૉલીંગ બરાબર પડતી ન હતી તેથી બાબુએ તેના બૉલની સારી પેઠે ખબર લેવા માંડી અને એક ઓવરમાં રન લીધી. કનુની બૉલીંગ ઘણી જ સારી ગણાતી પણ એના ચીઢીયા સ્વભાવને કારણે એનો બૉલપરનો કાબુ રહ્યો નહિં.

હવે કરીમ દાવમાં આવ્યો પણ ત્રીજા બૉલે એના દાંડિયા ગુલ થઇ ગયા અને એક પણ રન કર્યાં વિના કરીમ પાછો ગયો. કરીમનું સ્થાન મીનુએ લીધું અને તેણે ઓવરમાં જ ૪૫ રનનો જુમલો કરી દીધો અને રમત પૂરી કરી. શિક્ષકે કહ્યું: 'કનુ! સ્ટોર સાંભળી લે અને તેને ઓરડીમાં મૂકી દેજે.' એમ સૂચના આપી શિક્ષક ફરવા ચાલ્યા ગયા.

કનુને એવું જ જોઇતું હતું. કનુ મુત્સદ્દી પિતાનો પુત્ર હતો. એણે આજની તક તરત જ ઝડપી લીધી. પોતાના મિત્રો તરફ ફરી એણે કહ્યું: 'અલ્યા! શું જુઓ છો! સ્ટોર ઉપાડી લો' અને આંખ મારી. તરત જ ચપોચપ સ્ટમ્પ બૅટ વગેરે એના મિત્રોએ ઝડપી લીધાં.

કનુએ સૌથી પ્રથમ કાર્ય પોતાના શત્રુનું નિઃશસ્ત્રીકરણ કર્યું એટલે એ હવે નિડર બન્યો. પછી એણે ગનુ તરફ ફરી કહ્યું, 'અલ્યા ગનિયા! બાબુ, મીનુ! મૅટ ઊપાડી લો.'

કનુ કૅપ્ટન હતો એટલે એના આદેશને માન આપવા ખાતર તરતજ બાબુ મીનુ અને ગનુએ મૅટને વિંટાળી લીધી અને ઉપાડી લીધી.

બાબુને કનુનું અસભ્ય વર્તન ગમ્યુ નહિ એટલે એ બોલ્યો, 'કનુ! તું આમ તોછડું કેમ બોલે છે? ગનુ કહેતાં શું થાય છે?'

'તેની તારે શી પંચાત છે? તું તારે તારૂં ફોડ.' કનુએ રોફમાં જવાબ આપ્યો.

'પન કનુ! તું તો બાવા દાદાગીરી કરે છે તે સારૂં નહિ.' મીનુ બોલી ઉઠ્યો.

ગનુ આ બધો વખત શાંતિથી સાંભળ્યા કરતો હતો. એટલામાં કનુના એક ઇશારે એના મિત્રે ગનુને ધક્કો માર્યો એટલે ગનુ પડી ગયો અને એના ઘુંટણ છોલાયા.

બાબુએ ગનુને ઉઠાડ્યો અને ધૂળ ખંખેરી કાઢી. પછી એ કનુ તરફ ફરીને બોલ્યો, 'કનુ! કિશોરને તું કેમ દબાવતો નથી? આ વાત ઠીક

નાહ. કાલે હું સાહેબને આ બાબત કહીશ.'

'જા જા ચાડિયા! કહી દેજે.' કનુ બોલ્યો.

બાબુની સહનશીલતાની હદ આવી ગઈ. એને અંગે અંગ રોષ વ્યાપી ગયો. એણે સડાક કરતો એક તમાચો કનુના ગાલ પર ચોઢી દીધો અને કહ્યું, 'કનુ! મોં સમાલ.'

'ચાલ રે મોં સમાલવાવાળીના! ચાડિયો! ફરીવાર કહું છું કે એકવાર નહિં પણ સાડીસત્તર



ચાર ચાડિયો!' કનુ એક હાથે ગાલ પંપાળતાં બોલ્યો.

અને ત્યા તો બાબુના રોષની પારાશીશીએ માઝા મૂકી અને એણે સડાસડ આઠ દશ થપ્પડ કનુના ગાલ પર ઝીકી દીધી.

રડતાં રડતાં કનુ બોલ્યો 'શું જોઈ રહ્યા છો બાયલાઓ! ગોળી, ટીકડી ને ચોકલેટ ખાતી વખતે

તો કનુભાઇ કનુભાઇ કરો છો.'

એના આવા વાગ્બાણે કનુના બધા મિત્રો ઉશ્કેરાયા અને તરત જ બાબુ ઉપર સ્ટમ્પ અને બૅટ સાથે તૂટી પડ્યા. ગનુ સમજી ગયો કે બાબુનું આવી બન્યું એટલે એણે બાબુને આંટી મારી પાડી દીધો અને બધા ઘા પોતાના શરીર પર ઝીલી લીધા. તેણે અને મીનુએ છુટા હાથે જેટલો બની શકે તેટલો બચાવ કર્યો.

'અલ્યાઓ! શી ધમાલ માંડી છે?' રૂવાબદાર અવાજ દૂરથી સંભળાયો એટલે તરત જ ડઘાયલા કૂતરાઓ જેમ કનુ અને તેના મિત્રો એક બાજુ સડક થઇ ઉભા રહી ગયા.

ભરતકુમાર દરરોજના નિયમ પ્રમાણે ફરવા નીકળ્યા હતા પણ રોજનો એમનો નદી કિનારે ફરવા જવાનો કાર્યક્રમ મોડું થઇ જવાને લીધે બદલાવ્યો હતો અને તેથી મેદાન પર ફરવા આવ્યા હતા.

બાબુએ તરત જ ધૂળ ખંખેરી ઉભા થઇ કહ્યું, 'સાહેબ! કનુ અને તેના મિત્રોએ અમારા પર હુમલો કર્યો છે અને ગાળો દીધી છે.'

'ના સાહેબ! બાબુ જુઠ્ઠો છે.' કનુ બોલી

ઉઠ્યો. પણ ભરતકુમારની નજર ગનુના ચહેરા પર પડતાં તેમની અનુભવી આંખ બધુ સમજી ગઇ અને તેમણે કહ્યું, 'એમ છે કે કનુ? ત્યારે ગનુ આવો લોહી લુહાણુ પોતાની જાતે થયો હશે નહિં વારૂ?'

કનુ શું જવાબ દે? એણે જોયું કે હવે આવી બન્યું.

'ઠીક કાલે શાળામાં વાત. ઉઠ ગનુ!' કહી પોતે ગનુને ઉઠાડ્યો અને પોતાના રૂમાલ વડે ગનુના કપાળ પર પાટો બાંધ્યો. પોતાની પાછળ પાછળ આવતી મોટરને ઇશારો કર્યો અને બોલ્યા, 'મહાદેવ! ચાલ જલદી કર. આ છોકરાને હૉસ્પીટલમાં લઇ જવો પડશે.' અને ગનુને મોટરમાં પોતાની પાસે સુવાડી બાબુ અને મીનુને સાથે લઇ ભરતકુમાર હૉસ્પીટલ તરફ રવાના થયા.



## ગનુને ઘેર

પાટાપીંડી કરાવીને ભરતકુમાર ગનુને એને ઘેર મૂકી આવ્યા. ગનુની મા ફાતમાને કહ્યું, 'બાઇ! ગભરાશો નહિં. ગનુને ખાસ વધારે વાગ્યું નથી. છોકરાઓ મેદાન પર લડી પડ્યા હતા તેમાં ગનુને વાગ્યું છે.' અને પોતાના ખીસ્સામાંથી પાંચ રૂપિયાની નોટ કાઢીને આપવા માંડી.

ફાતમા ગરીબ હતી પણ એનામાં સર્જનતા હતી. એ બોલી, 'ના સાહેબ! એવું ન બને. છોકરાઓ છે, લડે પણ ખરા અને ભેગા પણ થાય. મારાથી પૈસા નહિં લેવાય. તમે ગનુને મારીમાં ભણાવો છો એજ મારા પર મોટું અહેશાન છે.'

ભરતકુમારે ખૂબ આગ્રહ કર્યો પણ ફાતમા પૈસા લેવા હરગીઝ કબૂલ ન થઈ તેથી તેઓ ગનુને બે ચાર આશ્વાસનના શબ્દો કહીને રવાના થયા અને બજારમાં જઈને થોડીક મોસંબી, દ્રાક્ષ, ચીકુ વગેરે ફળોનો કંરડિયો ડ્રાઇવર સાથે ગનુને ત્યાં મોકલી આપ્યો.

ગનુની મા ફાતમા ગળગળી બની ગઈ અને ખૂબ અનાકાની કર્યા પછી જ ફળોની સ્વીકાર કર્યો.

બાબુ આ બધો વખત સ્તબ્ધ થઈને ઉભો હતો. એની આંખમાંથી બોર બોર જેવડાં આંસુ ખરતાં હતાં, અને ગનુના માથાપર ધીમે ધીમે એનો હાથ ફરતો હતો. ગનુ મારના તેમજ પછ-ડાટના લીધે અર્ધ બેભાન પડ્યો હતો.

બાબુ અને ફાતમાની આંખ મળતાં જ બાબુ દોડીને ફાતમાના પગે પડી બોલી ઉઠયો, 'અમ્મા! મને બચાવવા જતાં ગનુને વાગ્યુ છે. મને માફ કરો.'



ફાતમાએ બાબુને વહાલથી બે હાથે ઉઠાવી

લઈને છાતી સરસો ચાંપી કહ્યું, 'બેટા! એમાં આટલો ગળગળો શીદને થાય છે. ભાઈને ખાતર ભાઈ ઘા ન ઝીલે તો બીજું કોણ ઝીલે. જા હવે ઘેર જા.'

પણ બાબુએ ઘેર જવાને ના પાડી અને ગનુની પથારી પાસે એના માથાપર હાથ ફેરવતો બેસી રહ્યો. જ્યારે ગનુની આંખ ખુલી અને બાબુની આંખો સાથે મળી ત્યારે એ બે મિત્રોની આંખોએ વર્ણવી ન શકાય એવો બંધુભાવ એકમેકની આંખમાં નિરખ્યો. ફાતમા પણ હિંદુ અને મુસ્લીમ એમ જુદા ધર્મ અને સંસ્કારવાળા પણ એકબીજા ખાતર કુરબાન થવાની તમન્નાવાળા એ મિત્રો તરફ સજળ નયને જોઈ રહી.

'ભાઈ બાબુ! હજી તું ઘેર ગયો નથી? જા ઘેર જા. તારી અમ્મા ફિકર કરતી હશે.' ગનુ બોલ્યો.

'ના હું તો અહિંજ રહીશ અને તારી સારવાર કરીશ.' બાબુએ કહ્યું.

બરાબર આજ સમયે જયંતકુમારે ગનુના ઘરમાં પ્રવેશ કર્યો અને બન્ને મિત્રોની દીલોજાનીથી સ્તબ્ધ થઈ ગયા. જયંતકુમારને ભરતકુમારે

કલબમાં બાબુનો બચાવ ગનુએ કેવી રીતે કર્યો હતો તે વાત કરી ત્યારે જયંતકુમાર ગળગળા બની ગયા અને એમણે તરત જ ગનુને ત્યાં જવા નિશ્ચય કર્યો.

'કેમ છે ગનુ?' જયંતકુમારે ગનુની પથારી-મા બેસતાં પૂછ્યું, અને ગનુનો હાથ પોતાના હાથમાં લઇને દાબ્યો.

'સાહેબ! ઠીક છે.' કહેતી ફાતમા ત્યાં દોડી આવી.

જયંતકુમારે પોતાની સાથે આણેલ ફળો ગનુને આપ્યાં, અને થોડીવાર બેસીને પછી બાબુને કહ્યું, 'ચાલ ભાઇ બાબુ! તારી બા તારી ફિકર કરતી હશે. સવારે પાછો ગનુ પાસે આવજે.' અને ગનુ તરફ ફરીને ઉમેર્યું, 'ગનુ! બાબુ સવારે આવશે. તારે માટે શું મોકલું?'

'કાંઇ નહિં સાહેબ! બાબુને જ મોકલજો.' ગનુએ જવાબ આપ્યો.

'સારૂ, સારૂ, બાબુને તો મોકલીશ જ પણ બીજું શું જોઇએ છે તે તો કહે.' જયંતકુમારે કહ્યું અને ફાતમા તરફ જોઇને કહ્યું, 'બહેન! ગભરાશો નહિં. જે કાંઇ કામ હોય તે તરત જ

બાબુ સાથે મને વિના સંકોચે કહેવરાવશો.' અને ગનુના હાથમાં બે રૂપિયા મૂકીને ચાલતા થયા.

મનુએ પૈસા સ્વીકારવા ખૂબ આનાકાની કરી. ફાતમાએ પણ ખૂબ પ્રયત્ન કર્યા પણ બાબુના પિતા તરફની ભેટ ગનુને સ્વીકારવી જ પડી. બાબુ ઘેર આવ્યો અને પોતાની બાને બધી વાત કરી ત્યારે એની બાની આંખમાં આંસુ આવી ગયાં અને એ બોલી ઉઠી, 'એનું નામ જ ભાઈ! બાબુ! એજ તારો ખરો ભાઈ. ભગવાન એનું રક્ષણ કરો.' અને એણે આકાશ તરફ બે હાથ જોડીને મનમાં ને મનમાં જ પ્રાર્થના કરી.



# વિદ્યાર્થી પંચ

ભરતકુમારની શાળાની શિસ્ત નમૂનેદાર હતી કારણ કે શાળાનો આંતરીક વહીવટ ચલાવવા માટે દરેક વર્ગમાંથી દર વરસે એક પંચ ચુંટી કહાડવામાં આવતું. તેની સમક્ષ વિદ્યાર્થીઓને લગતા પ્રશ્નો ચર્ચાતા અને તેમનો નિર્ણય છેવટનો ગણાતો. વિદ્યાર્થી પંચના નેતાની પણ ચુંટણી થતી. શાળાનો સૌથી સત્યપ્રેમી અને ન્યાયી વિદ્યાર્થી પંચના નેતા તરીકે ચુંટાતો. પંચ દર શનિવારે ભેગું મળતું.

બીજે દિવસે શાળા ખૂલી. શાળાના ઇતિહાસમાં ગઇ કાલ જેવો કમનસીબ બનાવ બન્યો ન

હતો એટલે ભરતકુમારે તે દિવસે પંચને શાળાના મુખ્ય ઓરડામાં ભેગા થવાની સૂચના કરી. તે પ્રમાણે સાંજે સાડાચાર વાગ્યે શાળાના બધા તાસના અંતે રમત ગમતના સમયે પંચ ભેગું થયું.

વિદ્યાર્થી પંચ એટલે શાળાની એક નાનકડી અદાલત જ.

વિદ્યાર્થીઓ સ્વતંત્ર રીતે રહીને બધું કામકાજ ચલાવે, અને આ રીતે નાગરિક શાસ્ત્રનો અનુભવ મેળવી ભવિષ્યમાં સારા નાગરિક બને એવું શાળાનું ધ્યેય હતું અને તેથી જ એ શાળા ગુજરાતમાં મશહુર હતી.

પંચની સમક્ષ કનુ અને બાબુ બન્નેને બોલાવવામાં આવ્યા, તદુપરાંત બન્ને પક્ષના કેટલાક વિદ્યાર્થીઓને પણ બોલાવવામાં આવ્યા. ભરતકુમાર જો કે શાળાના મુખ્ય નિયામક હતા છતાં તેઓ પોતે ફરિયાદી તરીકે ત્યાં હાજર થયા. વિદ્યાર્થી પંચના નેતાએ પૂછ્યું. 'સાહેબ! આપને જે કહેવું હોય તે અમોને કહો.'

ભરતકુમારે દૂરથી અને પાસેથી પોતે જે નજરો નજર નિહાળ્યું હતું તેનું વર્ણન કરી બતાવ્યું એટલે પંચના નેતાએ કનુ તરફ ફરીને પૂછ્યું:

'કનુભાઇ! તમે જાણો છો કે આપણી શાળાની શિસ્તમાં આવું ગેરવર્તન ચલાવી લેવાતું નથી. તો પછી એક કૅપ્ટન જેવા જવાબદારપદે હોવા છતાં તમે આવું શરમાવનારૂં કામ કેમ કર્યું ?'

કનુ નીચુ જોઇ ગયો પણ કાંઇક બોલવા ખાતર બોલ્યો: 'પણ બાબુએ સૌથી પહેલો મને માર્યો હતો તેનું શું ?'

બાબુને પૂછવામાં આવ્યું, 'તમે શા માટે કનુના પર હાથ ચલાવ્યો ?'

બાબુએ કનુએ મેદાનપર જે જે કહ્યું હતું તે બધું તદ્દન સત્ય નિડરપણે કહી બતાવ્યું અને પોતાને અપશબ્દ કહ્યા ત્યારેજ પોતે આવેશમાં આવી કનુને તમાચો ચોઢ્યો. કનુએ ગાળો આપી ત્યારેજ પોતે એને તમાચા માર્યા એવું કબૂલ કર્યું.

કનુને પૂછવામાં આવ્યું, 'આ વાત ખરી છે?'

નીચા મોંએ કનુએ કહ્યું, 'હા.'

બાબુ તરફ ફરીને પક્ષના નેતા રશ્મિકાન્તે પૂછ્યું: 'તો તમારે અમારી પાસે ફરિયાદ કરવી હતી. તમે કાયદો કેમ તમારા હાથમાં લીધો ?'

બાબુ બોલ્યો, 'એ મારી ભૂલ થઇ. તે માટે હું માફી માગુ છું અને મને જે શિક્ષા કરશો

તે ખમવા હું તૈયાર છું.'

ત્યાર પછી બન્ને પક્ષના વિદ્યાર્થીઓની તપાસ લેવાઇ. તપાસને અંતે એક વાત ચોક્કસ માનવામાં આવી કે કનુએ જ જાણી બુઝીને આવું ગેરવર્તન ચલાવ્યું છે. પંચનો પણ સર્વાનુમતે એવો જ નિર્ણય થયો કે કનુ અને તેના પક્ષકારો ગુન્હેગાર છે. શાળાના શિસ્તભંગ માટે શાળામાંથી કનુને કાઢી મૂકવો એવો પંચના નેતાએ ચુકાદો આપ્યો.

અને તેણે બાબુ તરફ ફરી કહ્યું, 'બાબુ! તમે તમારી ભૂલ કબૂલ કરી છે તેથી અને તમારી આવી ભૂલ પહેલી છે તેથી તમને આ વખત માફ કરવામાં આવે છે. પરતું જો ભવિષ્યમાં આવી ભૂલ થશે તો તમને તે માટે શિક્ષા થશે.'

બાબુએ કહ્યું. 'હાજી, જરૂર શિક્ષા કરજો. પણ મારી એક વિનંતિ છે.'

બધાની નજર બાબુ સામે મંડાઇ રહી. હજી એને શી વિનંતિ કરવાની બાકી છે!

પક્ષના નેતા રશ્મિકાન્તને બાબુ તેજસ્વી કિશોર લાગ્યો. એણે ભરતકુમાર તરફ જોયું અને પછી તેમના તરફથી સાંભળવા માટે હકારનો ઇશારો થવાથી બાબુને કહ્યું, 'બોલો શી છે તમારી વિનંતિ?'

બાબુ બોલ્યો, 'આપનો ન્યાય તદ્દન નિ:પક્ષપાત છે એ વાત ખરી પરંતુ આપની શિક્ષા ઘણી આકરી છે. મારી એટલી વિનંતિ છે કે કનુને આટલો વખત માફ કરો અને તેને શાળા બહાર કાઢી ન મૂકો, કારણ કે તેથી તેનું ભવિષ્ય બગડશે. બીજા વિદ્યાર્થીઓ તેના મિત્રો તરીકે તેના હાથા બન્યા છે એટલે તેમને પણ માફ કરો.'

રશ્મિકાન્ત અને શાળાના બધા વિદ્યાર્થીઓ તેમજ ભરતકુમાર આવી ઉદારતા બદલ ચકિત થઇ ગયા. ભરતકુમારે રશ્મિકાન્ત તરફ ફરીને કહ્યું, 'જૂઓને રશ્મિકાન્ત! બાબુની વિનંતિ માન્ય કરો.'

રશ્મિકાન્ત અને તેનું પંચ ફરીવાર વિચાર કરવા ભેગા મળ્યા અને એવો નિર્ણય કરવામાં આવ્યો કે બાબુની વિનંતિ સ્વીકારવી. છતાં કાંઇક શિક્ષા કનુને થવી જોઇએ અને તેને સુધરવાને તક આપવી જોઇએ.

'અમોએ એવો નિર્ણય કર્યો છે કે બાબુની વિનંતિ માન્ય કરવી, કારણ કે બાબુમાં સત્યવક્તાપણા સાથે ઉદારતા અને સહૃદયતા છે. પરંતુ કનુએ પોતે જે ગેરવર્તન ચલાવ્યું છે તે શાળાને નીચું દેખાડનાર છે તેની અમે નોંધ લઇએ છીએ.

કનુની કૅપ્ટનશીપ તેની ગેરલાયકાતને કારણે લઈ લેવામાં આવે છે. કનુના મિત્રોને પણ સૂચના આપવામાં આવે છે કે તેમણે પણ આવા પ્રકારના તોફાનમાં ભાગ લેવો નહિં.'

કનુએ પંચનો નિર્ણય સાંભળ્યો અને તેની આંખમાંથી ટપ ટપ ટીપાં પડવા લાગ્યાં. તેણે દોટ મૂકી અને બાબુના પગ ઝાલી લીધા. એ રડતાં રડતાં બોલ્યો, 'બાબુભાઇ! મને માફ કર.' વિદ્યાર્થીઓ કનુનો હૃદયપલટો સ્તબ્ધ થઇ જોઇ રહ્યા.

બાબુએ કનુને ઉઠાડી હૃદય સરસો ચાંપ્યો અને કહ્યું, 'ભાઇ! માણસ માત્ર ભૂલને પાત્ર' અને ઉમેર્યું, 'તું ખરેખર જ પસ્તાતો હોય તો પંચની અને સાહેબની માફી માગ.'

કનુએ પંચ અને ભરતકુમારની માફી માગી અને કહ્યું, 'સાહેબ! અદેખાઇની આગમાં સળગીને મેં જે શાળાને બટ્ટો લગાડે તેવું નિંદ્ય કામ કર્યું છે તે બદલ હું આપ સહુની માફી માગુ છું.'

તે સાંભળતાં જ બાબુ બોલી ઉઠ્યો, 'થ્રી ચીઅર્સ ફૉર કનુભાઇ! હીપ હીપ હુર્રે!' અને તરત જ શાળાના બધા વિદ્યાર્થીઓએ ગગનભેદી અવાજે હુર્રે પોકારી.

કનુને પોતાની સાથે લઇ બાબુ હસતો હસતો ગનુને ઘેર તેડી ગયો. કનુએ રડતાં રડતાં ગનુની માફી માગી અને ગનુએ પણ ભીની આંખે તેના આ હૃદયપલટા બદલ ખૂદાનો અહેશાન માન્યો.



અને તમે માનશો? કૅપ્ટનશીપની ચુંટણી માટે શનિવારે જ્યારે મત ઉઘરાવવાનું નક્કી થયું ત્યારે બાબુએ પોતે કનુને જ ફરીવાર કૅપ્ટન તરીકે ચુંટવા પ્રચાર શરૂ કર્યો અને કનુને જ કૅપ્ટન શીપ અપાવી.

✰

## બાબુની ભૂલ

ઇતિહાસનો વિષય ચાલતો હતો. ઇતિહાસના શિક્ષક નવા આવ્યા હતા. ઇતિહાસના શિક્ષકનું નામ શ્રીયુત દવે હતું. દવે વર્ગમાં આવ્યા એટલે એમણે વર્ગ પર નજર નાખી. થોડીક પૂર્વ તૈયારી કરી એમણે પુસ્તક ખોલી વિદ્યાર્થીઓને ઇતિહાસ શિખવવા માંડ્યો. બુદ્ધ અને મહાવીરવાળુ પ્રકરણ લ. લા. વ્યાસના ઇતિહાસમાંથી શિક્ષક શિખવતા હતા.

મહાવીર સ્વામી પોતાની સ્ત્રી અને પુત્રીના મરણના લીધે વૈરાગ્ય પામ્યા અને તેમણે સંસાર ત્યાગી દીક્ષા લીધી એવું તેમાં હતું. શિક્ષકે આ વાત વિદ્યાર્થીઓને સમજાવી.

'સાહેબ! આ ઇતિહાસ ખોટો છે.' પહેલી પાટલી પરથી ધડાકો થયો.

'કોણ છે ઇતિહાસને ખોટો કહેનાર?' શિક્ષકે ટેબલ પર ચોપડી પછાડતાં પૂછ્યું.

'સાહેબ હું—બાબુ.' બાબુ ઉભો થઇ બોલ્યો.

'વાહ રે ઇતિહાસનું સંશોધન કરનાર!' શિક્ષકે બાબુની ઠેકડી કરી.

'પણ સાહેબ! મને સાંભળો તો ખરા.' બાબુએ દલીલ કરી.

'બોલ, તારે શું કહેવું છે?' દવે બોલ્યા.

'સાહેબ! મહાવીર સ્વામીને વૈરાગ્ય તેમના સ્ત્રી પુત્રના મરણથી નહોતો આવ્યો.

'તેઓ પોતે મહાન અવતારી પુરૂષ હતા. જન્મથી જ તેમને સંસાર તરફ રાગ ન હતો. હા, એ વાત ખરી કે તેમણે પોતાના માતા પિતાને દુઃખ ન થાય તે માટે તેમના મરણ પછી દીક્ષા ધારણ કરવા નિશ્ચય કર્યો હતો અને તેમ તેમણે કર્યું પણ ખરૂં.'

બાબુ એકે શ્વાસે ક્યાંયે સુધી હજી આગળ બોલી જાત પણ વેદ ધર્મના ઉપાસક, જૈન ધર્મી બાબુના આવા પડકાર માટે તૈયાર ન હતા.

તેમણે બૂમ પાડી કહ્યું, 'Shut up you fool! (મૂર્ખ, બંધ કર તારો બકવાટ)' અને ટેબલ પર સોટી ફટકારી.

'સાહેબ! તમે તમારા શબ્દો પાછા ખેંચો.' બાબુએ શિક્ષકને વિનંતિ કરી.

'Who you to say so? (એવું કહેનાર તું કોણ)? Sit down you tiny tot! (બેસી જા નાના મગતરા)' શિક્ષકના મગજની પારાશીશી વધી ગઇ. બાબુને આ અપમાન અસહ્ય લાગી ગયું અને તેની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. તેણે તરત જ પોતાનુ દફતર સંભાળી ઘર તરફ ચાલવા માંડયું.

'ક્યાં જાય છે ચક્રમ!' દવે બરાડી ઉઠયા.

બાબુની ધીરજને હદ આવી ગઇ તેણે તરત જ જવાબ દઇ દીધો, 'સાહેબ! તમારા જેવા નાલાયક જ્યાં ન હોય ત્યાં.'

'ઉભો રહે બદમાશ!' કહી દવે પાછળ દોડયા, પણ સ્થુલ કાય દવે ચપળ બાબુને આંતરી શક્યા નહિં અને બાબુ છપાંચ ગણી ગયો.

દવેએ તરત જ બાબુની વિરૂદ્ધ એક લાંબો રિપોર્ટ હેડમાસ્તર તરફ મોકલી આપ્યો.

બાબુ ઘેર ગયો અને પોતાના ઓરડામાં જઇને ખૂબ ખૂબ રોયો. એના પિતા ઑફિસે ગયા હતા અને માતા પોતાની સખીને ત્યાં બેસવા ગઇ હતી, એટલે ઘરમાં બાબુ એકલો જ હતો.

સાંજે જ્યારે બાબુના પિતા ઘેર આવ્યા ત્યારે એમણે બાબુની સુઝેલી આંખો જોઇ અને એમણે બાબુને પૂછ્યું:

'બાબુ! શું થયું છે તને? રડે છે શા માટે?'

પિતાના આશ્વાસનભર્યા શબ્દો સાંભળી બાબુ રડી પડ્યો. જયંતકુમારે બાબુને પોતાની બાથમાં લીધો અને ધીમે ધીમે તેની પીઠ પસારવા માંડી. બાબુ શાંત થયો ત્યારે એણે પોતાની વીતક કથા ગળગળે સાદે જયંતકુમારને સંભળાવી અને પોતાનું વર્ગ વચ્ચે ગમેતેમ બોલી અપમાન કરનાર શિક્ષકની શાળામાં ભણવું નથી એમ સ્પષ્ટ કહ્યું.

'અરે બાબુ! તું તો ગાંડો છે ગાંડો, એમ તે કાંઇ શાળા છોડી દેવાય!' જયંતકુમાર બોલ્યા અને ઉમેર્યું, 'ઠીક છે, હું કાલે તારી શાળામાં આવીશ અને તપાસ કરીશ.'

એટલામાં જ 'જયંતકુમાર! અંદર આવું કે?' એમ ભરતકુમારે હાંક મારી અને તરત જ જયંત-

કુમાર 'Oh yes! જરૂર.' કહી ભરતકુમારને લેવા સામે ગયા.

ભરતકુમારે બાબુના ચહેરા સામે જોઇને 'તોફાન પછીની શાંતિ' નિહાળી અને તેમણે પોતાની બેઠક લીધી.

'બોલો શું લેશો? ઠંડુ કે ગરમ પીણું?' જયંતકુમારે પૂછ્યું.

'આટલા બધા ઉકળાટમાં ગરમ તે હોય! જયંતકુમાર! કાંઇક ઠંડક જ થવા દો.' એવું દ્વિઅર્થી બોલતા ભરતકુમારે બાબુ તરફ મુસ્કરાતી નજર કરી અને પૂછ્યું, 'કેમ બાબુ! અભ્યાસ કેમ ચાલે છે?'

બાબુ જવાબ દેવા મોં ખોલે તે પહેલાં જ જયંતકુમાર બોલી પડ્યા, 'ભરતકુમાર! બાબુ તો તમારી શાળામાં ભણવા આવવાની ના પાડે છે.'

'કેમ એવું તે શું થયું છે?' ભરતકુમારે પૂછ્યું, અને પછી બાબુને પોતાની પાસે બોલાવી ધીમે ધીમે તેની પાસેથી બધું સાંભળી લીધું અને બોલ્યા, 'અરે ભાઇ, આટલી નાની વાતને આટલું બધું મહત્વ કાંઇ અપાય! કાલથી શાળામાં આવજે. મેં તારા વર્ગના વિદ્યાર્થીઓ પાસેથી બધી હકી-

ફત મેળવી લીધી છે અને શ્રીયુત દવેને પણ કહી દીધું છે. બોલ, હવે તો તું આવશેને?'

'હા, સાહેબ! જરૂર આવીશ.' બાબુ બોલ્યો.

'પણ બાબુ! એક વાત મારી સાંભળી લે.' જયંતકુમારે કહ્યું.

'શું કહો છો, પિતાજી?' બાબુએ પૂછ્યું.

'શિક્ષકે તને ગમે તે કહ્યું પરંતુ તારે પણ અવિનય કરવો જોઇતો ન હતો. તું વિદ્યાર્થી છે. વિદ્યા વિનયથી શોભે છે. માટે તેં શિક્ષક સામે જવાબ આપ્યા તે ઠીક નથી કર્યું. એ તારી ભૂલ ગણાય. તું કાલે દવે સાહેબની માફી માગજે.' જયંતકુમારે બાબુને આજ્ઞા કરી.

'વારૂ.' બાબુ બોલ્યો.

ભરતકુમાર પણ મીઠી મધુરી છાસ પીને પાન સોપારી લઇ વિદાય થયા અને બાબુ તરફ અર્થ-સૂચક દ્રષ્ટિ કરતા ગયા.

બીજે દિવસે બાબુ વર્ગમાં ગયો અને દવે વર્ગમાં આવ્યા કે તરત જ ઉભો થયો અને કહ્યું, 'સાહેબ! કાલે મારો જે અવિનય થયો તે માટે માફી માગું છું.'

દવેનું પણ પોતાના તુમાખીભર્યા વર્તન બદલ

તે રાત્રે દીલ ડંખતુ હતું અને આખી રાત અજંપો રહ્યો હતો. વધુમાં ભરતકુમારે તેમને વર્ગમાં કેવી રીતે કુનેહથી કામ લેવું તેની સુચના આપી હતી અને તેથી તેમને પશ્ચાતાપ થતો હતો એટલે તરત જ બાબુને પોતાની પાસે બોલાવીને ભેટી પડ્યા અને કહ્યું:

'Bravo, my boy! I like such smart chaps, (શાબાશ. મારા બાળક! તારા જેવા ચપળ છોકરા મને ગમે છે.)' એમ કહી પીઠ થાબડી અને પછી બોલ્યા:



'બાબુ! જે મેં તારી વાત શાંતિથી સાંભળી હોત અને તે પર મેં વિચાર કર્યો હોત તો મારે ગમે તેવા શબ્દો વાપરવા ન પડત. પણ મારી ભૂલ થઇ અને મેં તને ગમે તેવા તોછડા શબ્દો વડે તિરસ્કાર્યો તે બદલ મારે જ તારી માફી માગવી જોઇએ. તું માફ કરીશ ને બાબુ?'

'એ શું બોલ્યા, સાહેબ! આપ વડીલ છો અને ગુરૂ છો તેથી આપ તો કહેવા જેવા છો.

હું પોતે જ ભડભડિયા સ્વભાવનો એટલે જ ગમે તેમ બોલી ગયો તે બદલ મને શરમ આવે છે.' બાબુએ કહ્યું.

અને પછી તે દવે સાહેબે બાબુને પોતાના બન્ને હાથે ઉંચકી ટેબલ પર ઉભો કરીને કહ્યું, 'Three cheers for our smart Babu! (આપણા ચપળ બાબુને માટે ત્રણ પોકારો)' અને વર્ગમાં પ્રફુલ્લતાનું વાતાવરણ વ્યાપી ગયું.



# બાલવીર બાબુ

પહેલા ધોરણનું પરિણામ આવી ગયું. બાબુ પોતાના વર્ગમાં જ નહિ પણ શાળાના પહેલા ધોરણના બધા જ વર્ગોમાં સૌથી વધુ ગુણાંક મેળવી સૌથી પહેલો આવ્યો અને તેને પરિતોષિક મળ્યું. શાળામાં વૅકેશન—ઉનાળાની રજાઓ પડવાની હતી તેથી બાલવીર શિક્ષક બટુકરાય બાલવીરોને લઇ આનંદ પર્યટને નીકળનાર હતા.

બાબુને પણ તેમાં જવા ઇચ્છા હતી અને એણે જયંતકુમારને આનંદ પર્યટનમાં પોતાને જવા દેવા વિનંતિ કરી. બાબુના પિતા આધુનિક વિચારના હતા અને તેથી બાળકોને સ્વાશ્રયી

જીવનનો થોડો ઘણો પણ પરિચય આવી પ્રવૃત્તિ-ઓ દ્વારા થાય તે માટે તેમણે બાબુને રજા આપી અને તેના માટે જરૂરી સાધનો કપડાંલત્તાં, શેત્રંજી, ઓશીકું, થાળી, વાટકી, લોટો, પ્યાલો, ચપ્પુ, બૅટરી, બગલથેલી વગેરે બધું તૈયાર કરાવી આપ્યું અને બાલવીરોના સમુહમાં કેવી રીતે ભલ-મનસાઇથી વર્તવું તે સમજાવ્યું.

ખાવાપીવામાં ધ્યાન રાખવું વગેરે ઠીક ઠીક સૂચનાઓ આપી અને પોતે જાતે સ્ટેશને બાલવીર સમુહને વિદાય આપવા ગયા. ત્યાં બટુકરાયને પોતાના બાબુની ભલામણ અને સોંપણ કરી કાળજી રાખવા વિનંતિ કરી. આનંદ પર્યટનમાં ભાગ લેવાને પચાસ બાલવીરો આવ્યા હતા. આનંદ પર્યટનનો કૅમ્પ સૂરત પાસે ડુમસ ગામે દરિયા કિનારે રાખ-વાનું નક્કી કર્યું હતું અને તેથી તે પ્રમાણે બટુ-કરાયે બાલવીર સમુહને જુદા જુદા જુથમાં દશ દશમાં વહેંચીને દરેક જુથના સરદાર નીમ્યા અને તેમના હુકમ પ્રમાણે જુથના બાલવીરોએ વર્તવું એમ દરેકને સારી રીતે સમજાવ્યું.

સૂરત સ્ટેશને ઉતરી તેમણે શહેરનાં જોવા લાયક સ્થળો વિષે ટુંકમાં ખ્યાલ આપ્યો અને

પછી પોતે તેમને શહેરમાં તેડી ગયા અને સૂરતનાં જોવા જેવાં સ્થળો બતાવ્યાં. તે રાત્રે તેઓ પારેખ ધર્મશાળામાં રહ્યા.

સૂરત બાલવીર મંડળે બીજે દિવસે તેમને આમંત્રણ આપ્યું હતું અને તેથી બન્ને સંસ્થાના બાલવીરો મળ્યા અને તેમની વચ્ચે રમતગમતની હરિફાઇઓ રમાઇ. રાત્રે સૂરત શહેરના પ્રતિષ્ઠિત નાગરિકો, શિક્ષણશાસ્ત્રીઓ અને વિદ્યાર્થીઓ સમક્ષ બન્ને સંસ્થાના બાલવીરોએ સુંદર મનોરંજન કાર્યક્રમ ભજવીને બધા મહેમાનોને ખૂબ આનંદ આપ્યો. તેમાં બાબુએ જે સિફતથી વેશપલટો કરી મુક અભિનયો કર્યા તેથી સૌનાં મન રંજન થયાં અને તેને તેજ સ્થળે ઇનામો પણ અપાયાં.

ત્રીજે દિવસે સવારથી જ ડુમસ તરફ કુચ કરવાની હતી. સ્થાનિક સંઘે તેમને મોટર દ્વારા જવા સારૂ સગવડ કરવા માટે કહ્યું પણ બટુકરાયે તેમની વિનંતિનો સાભાર અસ્વીકાર કર્યો; કારણ કે એમણે તો પોતાના બાલવીરોને ગ્રામજનતાના સહવાસનો લાભ મળે, તેમના રીતરિવાજો તેઓ જુએ, તેમના બાળકો સાથે બાલવીરો મળે તે માટે જ આ પર્યટન ગોઠવ્યું હતું.

આઠ દશ માઇલનો પગપાળો પ્રવાસ બે ટુકડે એમણે બાલવીરો પાસે કરાવ્યો. પ્રથમ મુકામે તેમણે બાલવીરોને નાસ્તો આપ્યો અને ગામડાના શેડકઢા દૂધનો આસ્વાદ કરાવ્યો અને તાજા થઇ ત્યાં જ બપોરા ગાળવા નક્કી કર્યું. બાલવીરોના જૂથો વચ્ચે કામની વહેંચણ કરી આપી અને બપોરે ખીચડી અને રીંગણ બટાટાનું શાક, કેરીની ચટણી સાથે જે લહેજતથી બધાએ ઉડાવ્યું તેવું બાબુએ પોતાના જીવનમાં પહેલી જ વાર જોયું અને તેની આંખે અને આત્માએ તૃપ્તિ અનુભવી.

સાંજના પાંચના સુમારે મુકામ ઉઠાવી લીધો અને પ્રવાસ શરૂ થયો. લગભગ સાતના સુમારે ડુમસ આવી પહોંચ્યા. બટુકરાયના સહશિક્ષક નાનુભાઇએ કૅમ્પને માટે નાના નાના તંબુઓની વ્યવસ્થા કરી હતી અને પાણી વગેરે ભરાવી રાખ્યું હતું, તેથી બાલવીરોએ પોત પોતાના તંબુમાં પોત પોતાનાં સાધનો વ્યવસ્થિત રીતે ગોઠવી દીધાં. થોડીવાર પછી બટુકરાયની વ્હીસલ સાંભળતાં જ બધા ‘એક કતાર’ માં ગોઠવાઇ ગયા. બટુકરાયે તેમને રાત્રે કોને કોને દેખદેખ રાખવાની હતી તેની સમજણ પાડી. રાત્રે ૯ થી ૧ અને ૧ થી ૫ એમ

બે ટુકડે પાંચ પાંચ બાલવીરોની નિમણુક કરી અને તેમને કૅમ્પની ચોકી માટે નક્કી કર્યા. ધીમે ધીમે ચંદ્ર ઉંચે આવતો જતો હતો તેથી બટુકરાયે રાતનો સાધારણ નાસ્તો સમુદ્ર તટે જ રેતી પર બેસીને બાલવીરોને અપાવ્યો અને બધાએ આનંદપૂર્વક જ્ઞાન ગોષ્ટિ કરતાં કરતાં સારી પેઠે ઉડાવ્યો. બાબુએ પહેલે જ દિવસે રાતની ચોકી પોતાના જુથ માટે માગી લીધી હતી. તે પ્રમાણે તેણે પોતાના જુથના પાંચ નાના બાલવીરોને ૯ થી ૧ માટે ગોઠવી દીધા અને પોતે રાત્રે ૧ થી ૫ સુધીની બીજા બાલવીરો સાથે ચોકી કરવાનું માથે લીધું.

બાબુના હૈયે આજ ખૂબ ખૂબ આનંદ હતો કારણ કે પોતે સરદાર બન્યો હતો. તેણે પોતે ઉત્સાહપૂર્વક પોતાની સરદારી બેનમૂન બનાવવાનો નિશ્ચય કરી લીધો. રાત્રે થોડીવાર નિંદ્રા લઇ તેણે કૅમ્પની આસપાસ ૧૧॥ વાગે એક ચક્કર લગાવ્યું અને પોતાના જુથની ચોકી ઘણી સરસ રીતે થાય છે તે નિહાળ્યું. પછી પોતાના તંબુમાં આવીને સુઇ ગયો અને ફરીથી ૧ વાગે તૈયાર થઇ પોતાના સાથીદારોને લઇ કૅમ્પની ચોકીની

જવાબદારી લઇ લીધી.

ચાંદની રાતે આવી રીતે એકાંત નિર્જન સ્થળે દરિયા કિનારે તંબુઓની આસપાસ ચોકી કરવાનો બાબુનો આ પહેલો જ અનુભવ હતો. એને ખૂબ મઝા પડી. પોતાના સાથીદારોને પોતાના વિશાળ વાંચનમાંથી અનેક વાતો કરી તેમને જરાય કંટાળો લાગવા દીધો નહિં.

આવી રીતે પ્રાતઃકાળના પાંચ વાગ્યા એટલે બટુકરાયે તંબુની બહાર આવી ઉત્થાન માટે બ્યુગલ વગાડાવરાવ્યું. બાબુ અને તેના સાથીદારોને તેમની સુંદર ચોકી બદલ પીઠ થાબડી તેમને એક કલાક આરામ લેવાની રજા આપી. થોડીકવારમાં છાવણીમાં કલરવ મચી ગયો અને બધા બાલવીરો પ્રાતઃકર્મ વિધિમાં પડી ગયા. છ વાગતાંની સાથે બાબુ પણ ઝટપટ ઉઠી પોતાના કામકાજથી પરવારી ગયો અને સાત વાગે જ્યારે નાસ્તા અને દૂધ માટે બ્યુગલ વાગ્યું ત્યારે રસોડાના તંબુમાં બધા સાથે દાખલ થઇ ગયો.

નાસ્તા પછી બટુકરાયે તેમને તે દિવસની કામગીરી સુપ્રત કરી અને થોડીવાર તેમને કવાયત કરાવી. પછી પોતાની સાથે બધા બાલવીરોને

લઇ તેઓ સમુદ્ર સ્નાન માટે ગયા. બાબુને સમુદ્ર સ્નાનનો લહાવો ઘણા વર્ષે મળતો હતો એટલે એનું હૈયું થનગની ઉઠયું. બટુકરાયે કોને કોને તરતાં આવડે છે તેની ચોકસી કરી લીધી, પછી બધાને સૂચના આપી કે અજાણ્યુ સ્થળ હોવાથી બધાએ કિનારાથી બહુ દૂર જવું નહિં અને પછી પોતે સ્નાન સંધ્યા માટે બેઠા.



'દોડો દોડો પેલો પુષ્પવદન તણાયો!'

એવી કોઇએ કિકિયારી કરી અને બધાની નજર થંભી ગઇ, કારણ કે પુષ્પવદનને તરતાં આવડતું ન હતું છતાં તેના સાહસીક માનસે તેને દૂર જવા લલચાવ્યો હતો. કિનારાપર સ્નાન કરતાં બટુકરાયે નજર કરી અને તેમના મોં પર ખિન્નતા પથરાઇ ગઇ; પણ આ શું? આ લાંબા લાંબા બાથોડિયાં મારતું પુષ્પવદનની દિશામાં કોણ તરે છે?

'અરે! એ કોણ તરે છે રે?' બટુકરાયે પૂછ્યું.

'સાહેબ! એ તો આપણો બાબુ.' ગનુ તરત જ બોલી ઉઠયો.

'કેવો સરસ તરે છે! સાહેબ!' મીનુ ટહુકયો.

બટુકરાય પણ સ્તબ્ધ બનીને બાબુની માછલી જેમ તરવાની કળા નિહાળી રહ્યા અને બોલી ઉઠ્યા, 'શાબાશ! મારા બાલવીર બાબુ!' આટલી વારમાં તો બાબુ પુષ્પવદનની પાસે પહોંચી ગયો હતો અને તેને કમ્મરમાંથી પકડીને બીજા હાથે



તરતો તરતો કિનારા તરફ પાછો ફરતો હતો. બધા એકીટશે જોઇ રહ્યા. પુષ્પવદન બેભાન હતો એટલે તેને કાળજી પૂર્વક ઉપાડી સડસડાટ તરતો બાબુ કિનારાની નજદીક આવી પહોંચ્યો. ત્યાં તો બટુકરાય અને બધા બાલવીરો દોડ્યા. બટુકરાયે તરત જ પોતાના બન્ને હાથમાં પુષ્પવદનનું શરીર લઇ લીધું અને મીનુ, ગનુ અને કનુ ત્રણેએ બાબુને કોઇ વિજેતાને ઉપાડી લે તેમ અધ્ધર ઉંચકી લીધો. બધા કિનારે આવ્યા. બાબુને હવે થાકની

અસર જણાવા માંડી હતી. કિનારા પર પગ મૂકતાં જ એણે ભાન ગુમાવ્યું. તરત જ એના મિત્રો સારવાર માટે તેને તંબુમાં લઇ ગયા.

પુષ્પવદનને પણ સારવાર માટે તંબુમાં લાવ્યા હતા અને પ્રાથમિક સારવારની શરૂઆત કરી હતી. ત્યાં તો 'અરે! કોણ ડૂબી ગયું હતું જી!' કહેતી એક પારસી બાનુ તંબુમાં આવી. એણે તરત જ પળવારમાં બધો તાગ કાઢી લીધો અને પછી વખત ન ગુમાવતાં 'જરા મને જોવા દેશોજી.' કરી બેભાન પુષ્પવદનને તપાસી રહી.

એના ચહેરા પરની ગંભીરતા જોઇને બધાને ચિંતા થવા લાગી ત્યાં તો એ બોલી ઉઠી, 'અરે માસ્તર સાહેબ! કોઇ પોરિયાને સાંભેના દીલખુશ બંગલા વેર દોડાવો ને મા!રી મૅડીકલ ચેસ્ત મંગાવોજી.'

અને પછી પોતાના કામમાં પરોવાઇ. બટુકરાય કાંઇ કહે તે પહેલાં જ મીનુ દોડતો ગયો અને થોડીવારમાં દવાની પેટી સાથે હાજર થયો. એટલામાં તો એ બાનુએ તેમજ બટુકરાય અને નાનુભાઇએ પુષ્પવદનના પેટમાંથી પાણી ઓકાવી કાઢયું હતું અને તેને કૃત્રિમ શ્વાસોચ્છવાસ આપવા

શરૂ કર્યા હતા. પેટી આવતાં જ ભલી લેડી ડૉકટરે પોતાના પેટના ફરજંદની સારવાર કરતી ન હોય તેમ એક ઈંજેકશન તૈયાર કરી આપી દીધું અને બરાબર પાંચ મિનિટે પુષ્પવદને આંખો ખોલી કહ્યું, 'બચાવો! બચાવો! હું ડૂબુ છું!'

'અરે બાવા! તમે તો પથારીમાં સુતેલા છેવ.' મરક મરક હસતી શીરીન બોલી અને પછી દવા તૈયાર કરી પુષ્પવદનના ગળામાં ડોઝ રેડીને કહ્યું, 'હવે સાહેબ! એવન ને આરામ કરવા દો. એ જાગે ત્યારે આય દવા આપજોજી. અરે, પણ પેલો બહાદુર પોરિયો કાં દેખાતો નથી?'

'પાસેના તંબુમાં બેભાન થઇને પડ્યો છે. કૃપા કરીને આપ તેને જોવા પધારશો.' નાનુભાઇએ વિનંતિ કરી.

'અરે, એ શું બોલિયા મારા સાહેબ! It is our duty (એ તો અમારી ફરજ છે) અને તે પણ કેવા Smart (ચબરાક) પોરિયાની. ચાલોજી, જલદી કરો. મારે પાછું સૂરત હોસ્પીટલમાં જવાનું છે.' શીરીન બોલી.

બાજુના તંબુમાં આવી તેણે તપાસ્યો અને તેના ચહેરા પર પ્રસન્નતા વ્યાપી ગઇ, 'અરે

આય તો અમારો બાબુ. ક્યાં છે એના પપ્પા?'

'જયંતકુમાર તો ઘેર છે. બાબુ અમારી સાથે પર્યટને આવ્યો છે. આપ તેને ક્યાંથી ઓળખો?' નાનુભાઇએ પૂછ્યું.

'અમારા બંગલાની સામેની બાજુ કરાંચીમાં એવણુ રહેતા હતા ત્યારથી એવણુને હું પીછાનું છું, બહુ સરસ છોકરો છે.' શીરીનબાનુ બોલ્યાં અને દવા તૈયાર કરી બાબુને પાઇ એટલે બાબુની આંખ ઉઘડી અને સૌથી પહેલો પ્રશ્ન એણે પૂછ્યો, 'પુષ્પ ક્યાં છે?'

'એ બચી ગયો છે. બાબુ! તેં એનો જીવ બચાવ્યો છે. શાબાશ છે મારા બાલવીર!' કહેતી શીરીને બાબુને કોટી કરી અને તેમ થતાં જ બાબુની નજર શીરીનબાનુ પર પડી અને તે બોલી ઉઠ્યો:

'ઓહો શીરીનબાનુ! Thank You, (આભાર તમારો) તમે અહિં ક્યાંથી?'

'હું સૂરતમાં હમનાં પ્રૅક્ટીસ કરૂં છું,' શીરીનબાનુએ જવાબ આપ્યો અને પૂછ્યું, 'અરે બાબુ! તારા પપ્પા અને મમ્મા બન્ને મઝેમાં તો છે ને?'

'હાજી, તેઓ ઘણીવાર તમને યાદ કરે છે. હું ઘેર જઇશ ત્યારે તેમને કહીશ કે તમે તેમને

સંભારતાં હતાં.' બાબુએ કહ્યું.



'Thanks! ( આભાર ) ચાલો ત્યારે સાહેબજી.' કહી ડૉકટરે રજા લીધી અને બટુકરાય તરફ ફરીને કહ્યું, 'સાંજનાં હું પાછી ફરીશ ત્યારે તમારા પોરિયાને જોતી જઇશ.'

બટુકરાયે પોતાના ખીસ્સામાંથી દશની નોટ કાઢીને શીરીનબાનુને આપવા માંડી.

'અરે! એમ તે કાંઇ બનતું હશે કે બાવા! એ તો મારી ફરજ મેં બજાવી છે, Thanks! ( આભાર )' કહી શીરીનબાનુએ રજા લીધી.

સાંજ સુધીમાં તો પુષ્પવદનને સંપૂર્ણ આરામ થઇ ગયો. પોતાના સાથીદારો પાસેથી બાબુએ

કેવો બહાદુરીપૂર્વક એને ડૂબતો બચાવ્યો હતો તેનું રસભર વર્ણન એણે સાંભળ્યું ત્યારે એનો કંઠ ગદ્દગદ્દ બની ગયો અને બાબુને બોલાવી તેની કોટે બાઝી પડ્યો અને રડી પડ્યો. બાબુએ એને આશ્વાસન આપ્યું અને કહ્યું, 'અરે પુષ્પ! એમાં મેં ક્યાં કોઈ વાઘ માર્યો છે! મને તો તરતાં આવડતું હતું તેથી મેં મારી આવડતની કસોટી કરી. એમાં શાની બહાદુરી!'

બાબુએ પુષ્પવદનના માથાપર હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું, 'ઠીક ત્યારે પુષ્પ! તું હવે વહેલો વહેલો સાજો થઈ જા. કારણકે આપણે આ રવિવારે કૅમ્પ ફાયર કરવાનો છે, અને તારૂં કામ તે દિવસે જરૂર પડવાનું.'

સાંજના ડુમસના દરિયા કિનારે જ્યારે અનેક સહેલાણીઓ ફરવા આવવા લાગ્યા ત્યારે બધાના મોં પર એક જ વાત રમતી હતી: બાબુની બહાદુરીની. અને તેથી જ્યાં બાલવીરો આટાપટાની રમત રમતા હતા ત્યાં આવીને પૂછતા હતા, 'ક્યાં છે એ તમારો સાચો બાલવીર બાબુ?'

અને બટુકરાય બધા જોડે બાબુનો પરિચય કરાવતા હતા ત્યારે બાબુ નમ્ર ભાવે તેમને નમન

કરતો હતો અને પોતે ફરજ સિવાય વધારે કાંઇ જ કર્યું નથી એમ કહેતો હતો.

રવિવારનું પ્રાત:કાળ થયું. સૂરતના બાલવીર સંઘને ડુમસ આવવાનું આમંત્રણ અપાયું હતું તેથી તેઓની સરભરા કરવાનો ભાર બાબુ પર મૂકાયો હતો. બાબુએ તેમનું સ્વાગત કરી તેમની સુખ સગવડો પ્રત્યે ઝીણાવટભરી રીતે ધ્યાન આપી તેમને ખુશ કરી દીધા.

રાત્રે ચાંદનીમાં કુદરતી વાતાવરણમાં કૅમ્પ ફાયરનો કાર્યક્રમ ભજવાયો. ડુમસના સહેલાણીઓ અને સૂરતના આમંત્રીત ગૃહસ્થોનું મનોરંજન થયું. દિવાન બહાદુરે પ્રમુખ તરીકે જ્યારે બાબુની બહાદુરીનાં વખાણ કરી તેનું ઉદાહરણ લેવા બાલવીરોને સૂચન કર્યું ત્યારે બધા બાલવીરોએ Three Cheers for our hero Babu! (આપણા બહાદુર બાબુ માટે ત્રણ પોકારો) એવી ગગનભેદી ગર્જના કરી ઘુઘવતા દરિયાનાં ગર્જનને શરમાવી દીધું. દિવાન બહાદુરે પોતાના તરફથી એક સુંદર ઘડિયાળ બાબુને ભેટ આપ્યું. મોડી રીતે સૌ વિદાય થયા.

☆

# સોબત તેવી અસર

બાબુ અંગ્રેજી બીજા ધોરણમાં ગયો ત્યારે કરીમ ખોજા નામનો એક ખોજો વિદ્યાર્થી શાળામાં દાખલ થયો. એની મીઠી જબાનથી એણે થોડી-વારમાં ઘણાખરા વિદ્યાર્થીઓને પોતાના મિત્રો બનાવી લીધા. ખોજા કોમ વેપારી કોમ છે અને તેથી જયારે પોતે ઠરીઠામ પડ્યો ત્યારે ધીમે ધીમે ગોળી, ટીકડી, ચૉકલેટ, બિસ્કીટ વગેરે વસ્તુનો એણે વેપાર શરૂ કરી દીધો.

બાબુ વર્ગપ્રમુખ હતો. કોણ જાણે કેમ પણ એને કરીમ ગમતો ન હતો. કરીમની જબાનથી એ પણ ભોળવાયો અને એના પર પણ કરીમે

પોતાનું જાદુ પાથરી દીધું અને એને પોતાનો અંગત મિત્ર બનાવી દીધો.

કરીમનો ધંધો ઠીક ઠીક ચાલવા લાગ્યો હતો. કરીમ પોતાના વેપારમાંથી ફી વગેરે કાઢતો હતો એટલું જ નહિં પણ સારી જેવી રકમ બચાવતો હતો. જેમ જેમ એની પાસે પૈસા બચવા લાગ્યા તેમ તેમ એને લોભ લાગ્યો અને પછી વધુ પૈસાદાર થવા એણે લૉટરીની શરૂઆત કરી. લૉટરીની ટીકીટની કિંમત એક પૈસો રાખ્યો અને જે કોઇ પૈસો આપે તેની પાસે તે પોતાની પેટીમાંથી ચીઠી ઉપડાવે અને એ ચીઠીમાં ગોળી, ટીકડી, ચૉકલેટ કે બિસ્કીટનાં જેટલાં નંગ લખેલાં નીકળે તે આપે. શરૂઆતમાં ગ્રાહકો આકર્ષવા એણે સારી પેઠ ઇનામો રાખ્યાં અને બધાને લલચાવ્યા. પછી ધીમે ધીમે ચીઠીઓ બદલી નાખી અને તેમાં ઓછી સંખ્યાવાળી વધુ, અને વધુ સંખ્યાવાળી જુજ ચીઠીઓ બનાવીને ભરી.

બાબુને જયંતકુમાર ખીસ્સા ખર્ચ માટે રકમ આપતા હતા. બાબુ પોતાની રકમ સદ્‌માર્ગે વાપરતો હતો પણ કરીમની દોસ્તી પછી તો એણે ગોળી, ટીકડી વગેરેમાં પોતાનાં નાણાં વાપર-

વા માંડ્યાં. પછી તો જીભને સ્વાદ લાગ્યો એટલે કોઇવાર ઉધાર લેતાં પણ શીખ્યો.

'અરે યાર! તું તો મારો દોસ્ત છે. પૈસા મળે ત્યારે આપજે. શી ઉતાવળ છે! લે એક આનાની ચૉકલેટ, લે બે આનાના બિસ્કીટ. હમણાં જ નવા બૉકસમાંથી કાઢ્યા છે' વગેરે મીઠા મધ જેવા બોલ બોલી બાબુને એણે ભોળવી દીધો. ધીમે ધીમે બાબુનું દેવું વધતું ચાલ્યું. જ્યારે દેવું પાંચ રૂપિયા સુધી પહોંચ્યું ત્યારે કરીમે તકાદો કરવા માંડ્યો અને કહ્યું 'બાબુ! હવે દોસ્તીને પણ હદ હોય છે. પાછલા પૈસા આપે તો જ તને માલ આપીશ. જો મારા પૈસા આઠ દિવસમાં નહિં આપે તો હું તારા બાપાને કહી દઇશ.'

'કરીમ! આવતી પહેલીએ હું તને જરૂર આપી દઇશ.' બાબુ એને વિનવતો અને પહેલી તારીખે એકાદ બે રૂપિયા જે કાંઇ એને મળે તે આપીને કરીમનું મન મનાવવા પ્રયત્ન કરતો. વળી પાછું થોડું ઉધાર પણ લેતો. આવી રીતે દેવું ઉમેરાતું ગયું.

એક દિવસ કરીમે બાબુને કહ્યું, 'બાબુ! તારા બાપુનુ ઘડિયાળ લઇ આવને. એને વેચી દે અને મારા પૈસા આપી દે. બાકીના વધે તે તારે

વાપરવા ચાલશે.'

બાબુને કરીમની ચોરી કરવાની સલાહ બિલકુલ રૂચી નહિં અને એણે તેમ કરવાને ચોકખી ના પાડી એટલે કરીમ તડુકયો, 'સાલા! બાપ લાખ ચાલીસના! ઉધાર ચૅાકલેટ, પીપરમીંટ ખાવી છે અને બાપના પૈસા દેવા નથી.'

બાબુને આ અપમાન અસહ્ય લાગ્યું અને એણે કરીમને વિનવ્યો, 'દોસ્ત કરીમ! તું આમ ન બોલ. હું તારી પાઈએ પાઈ ચૂકવી દઈશ.'

'ચૂકવ્યા ચૂકવ્યા તારા જેવા માય કાંગલાએ!' કહેતા કરીમે બાબુને ગાળ દીધી અને બાબુનો પિત્તો ઉછળ્યો. સડાસડ ત્રણ ચાર થપ્પડ કરીમના ગાલ પર એણે ચોઢી દીધી. કરીમ ધુંધવાતો અને ગાળો દેતો નાસી ગયો.

બીજે જ દિવસે સવારના પહોરમાં ચહા નાસ્તો લેતા જયંતકુમાર વર્તમાનપત્ર વાંચતા હતા ત્યાં કરીમે આવીને બાબુના દેવાની વાત કરી પોતાના રૂપિયા માંગ્યા એટલે જયંતકુમારનો મિજાજ ગયો.

તેઓ બોલ્યા, 'શાના પૈસા બાકી છે?'

'સાહેબ! મારી પાસે ગોળી, ટીકડી, બિસ્કીટ, ચૅાકલેટ ઉધાર લેતો હતો તેના.' કરીમે કહ્યું.

'એમ!' કહી એમણે હોઠ કરડયા અને પૂછ્યું:

'પણ તું બાબુને ઉધાર આપતી વખતે મને પૂછવા આવ્યો હતો કે?'

'ના સાહેબ! પણ મારી લહેણી રકમ બરાબર છે. આપને ખાત્રી કરવી હોય તો બાબુને પૂછી જુઓ.' કરીમે કહ્યું.

જયંતકુમારે પોતાના બાબુનું આટલું બધું અધ:પતન થશે એમ ધાર્યું ન હતું તેથી તેમના દીલને સખ્ત અઘાત થયો. તેમણે તરત જ કબાટ-માંથી પૈસા કાઢી કરીમને ચૂકવી આપ્યા અને પાવતી લઈ લીધી.

બાબુ બહારથી આવ્યો ત્યારે તેના હાથમાં કરીમની પાવતી મૂકી અને તેના સામે તાકીને જોઈ રહ્યા. કરીમના હસ્તાક્ષર પર નજર પડતાં જ બાબુની આંખે લાલ પીળાં દેખાવા લાગ્યાં હતાં અને તેના વાંચને તો બાબુનો ચહેરો રૂની પુણી જેવો ધોળો બનાવી દીધો. એણે રડી દીધું અને પિતાને પગે પડીને બધો ગુનો કબૂલ કરી દીધો અને કહ્યું, 'પિતાજી! મારો આટલો ગુનો માફ કરો. હવે હું આવું કદાપિ કરીશ નહિં.'

જયંતકુમારને બાબુના ખરા હૃદયના પ્રશ્ચા:-

તાપની પ્રતિતિ થઇ એટલે તેમણે બાબુના માથા પર વહાલપૂર્વક હાથ ફેરવી પોતાની પાસમાં લીધો અને જે કામ, ક્રોધ કે માર ન કરી શકત તે પ્રેમ, સહાનુભૂતિ અને અનુકંપા દ્વારા જયંત-કુમારે સિદ્ધ કરી લીધું અને બોલ્યા, 'બાબુ!' એમની આંખમાંથી નીતરતા અમૃતમાં બાબુની દૃષ્ટિ જડાઇ ગઇ અને ક્યાં ય સુધી પિતા પુત્ર એકમેકની બાથમાં સમાઇ ગયા. પરિણામે બાબુને મહાન નાગરિકત્વનું શિક્ષણ વિના બોધપાઠે મળી ગયું. બન્નેના શાંત અને નિર્મળ મિલન વખતે જ સરોજની–બાબુની માતાએ પ્રવેશ કર્યો અને તે સ્તબ્ધ બની હર્ષાશ્ર સાથે પિતા પુત્રનો પ્રેમ નિહાળી રહી.

અને જ્યારે જયંતકુમારે બધી વાત એમનાં પત્નીને કહી અને બાબુનો હૃદયપલટો પ્રેમ વડે કેવી રીતે થયો તેનું વર્ણન કર્યું ત્યારે તો સરોજ-નીની આંખો ભીની થઇ અને એણે નાનો કીકો હોય તેમ બાબુને પોતાના ખોળામાં ખેંચી લઇને કહ્યું, 'મારા લાલ!'

અને બાબુનું ચરિત્ર પછી નિષ્કલંક બની ગયું.

☆

# મારકણા માસ્તર

સરકારે દરેક શાળામાં ફરજિયાત શારીરીક તાલીમ આપવાને પરિપત્ર પાઠવ્યો હતો, એટલે ભારતી વિદ્યાલય માટે પણ વર્તમાનપત્રમાં વ્યાયામ શિક્ષક માટે જાહેર ખબર અપાઇ અને પરિણામે એક મરાઠી યુવાન શિક્ષકની તે માટે નિમણુંક થઇ.

ક્રાંદીવલીમાં શિક્ષણ લઇ આવેલા એ મરાઠી શિક્ષક શ્રી. મુળે સ્વભાવે ખૂબ તામસી હતા ને શરીરે લઠ્ઠ હતા. બળીઆના ડાઘાવાળો ચહેરો, મોટી પહોળી રંગે રાતી આંખો અને એકદમ ઢળી પડતી હડપચી એ એમની વિશિષ્ટતા હતી. ગુજરાતીનો ઝાઝો પરિચય ન હતો પણ મુંબાઇના

રહેવાસી તરીકે ઠીક ઠીક આવડતી હતી. પહેલે જ દિવસે મૂળે માસ્તર ઝળકયા. કડક શિસ્ત સાથે લશ્કરી ઢબે વ્યાયામ કરાવવા માંડ્યો. બધા વિદ્યાર્થીઓને ખડતલ લડવૈયા કેમ ન બનાવવા હોય તેમ તેમના ગજા ઉપરાંત તાલીમ આપી.

શાળાની શિસ્ત માટે જનતામાં અને વિદ્યાર્થીઓમાં ખૂબ માન હતું એટલે પહેલાં પહેલાં તો થોડા દિવસ મૂળે માસ્તરને વિદ્યાર્થીઓએ નિભાવી લીધા, પણ જેમ જેમ વિદ્યાર્થીઓ વિનમ્ર બનતા ગયા તેમ તેમ મૂળે માસ્તરનું મગજ તેજ બનતું ગયું. તેમણે તાલીમ માટે સોટીનો ઉપયોગ શરૂ કર્યો અને સાધારણ ભૂલ થઇ કે પડી છે સડાક કરતી મૂળે માસ્તરની સોટી. આવી રીતે મૂળે માસ્તર મારકણા માસ્તર તરિકે બધા વિદ્યાર્થીઓમાં પંકાઇ ગયા. મોટા વિદ્યાર્થીઓ પર તો એમનો દાબ નહિ જેવો જ હતો, કારણ કે તેઓ નિયામકને ફરિયાદ કરે અને કવચિત્ તેમના વાલી તરફથી પણ ફરિયાદ થવા સંભવ એટલે મારકણા માસ્તરે પોતાનો પ્રભાવ નાના નાના બાળકો પર પાડવા માંડ્યો. તેમણે શરૂ શરૂમાં તો તે સહન કરી લીધો પણ ધીરજને સુદ્ધાં હદ હોય છે!

મીનુ, કનુ, ગનુ અને શરદે એક દિવસે બાબુને ક્રિકેટ ગ્રાઉન્ડ પર કહ્યું, 'બાબુ, આ મારકણા માસ્તરની ખો ભૂલાવવી જોઇએ. હવે તો હદ થાય છે. ગઇ કાલે પહેલા ધોરણના નાના નટુને જે ફટકાર્યો છે ફટકાર્યો! બિચારો નટુ!'

'હા. વાત તો ખરી છે. જરૂર એમની ખો ભૂલવી શકાય, પણ તમે બધા મારૂં કહ્યું માનશો?' બાબુએ પૂછ્યું.

'જરૂર. આખો વર્ગ તારા કહ્યા પ્રમાણે કરશે જ તેની ખાત્રી રાખજે.' કનુએ કહ્યું.

બાબુ ભલો અને ડાહ્યો વર્ગપ્રમુખ હતો અને તેથી તેના વર્ગના બધા જ વિદ્યાર્થીઓ તેને ચાહતા. નીચલાં ધોરણોમાં બાબુનો વર્ગ વ્યાયામ માટે સૌથી સારો ગણાતો હતો અને તેથી વાર્ષિક તપાસણી વખતે મૂળે માસ્તરે ઇન્સ્પેક્ટર સમક્ષ પોતાનું ચાતુર્ય દર્શાવવા બાબુના વર્ગને જ તૈયાર થવા સૂચના આપી હતી.

પહેલી એપ્રીલના દિવસે જ ઇન્સ્પેકશન હતું. બાબુના સાથીદારોએ બાબુની સૂચનાઓનો મંત્ર બધા જ વિદ્યાર્થીઓના કાનમાં ફુંકી દીધો હતો. એટલે બધા તૈયાર હતા.

'એક કતાર' મૂળે માસ્તરનો ઘોઘરો અવાજ ગ્રાઉન્ડ પર ગાજી રહ્યો.

બાબુનો વર્ગ તરત જ ગોઠવાઇ ગયો.

'શાબાશ!' મૂળે માસ્તર ઉવાચ્

'હવે છોકરાઓ! આજે તમે ગોડ ગોડ કામ દેખાડજો. આપણા ઇન્પેકશન છે. અરે બાબુ! તું કુઠે ગઇ રે?' મૂળે બોલ્યા.

છોકરાઓ ખડખડ હસી પડ્યા. ત્યાંજ બાબુ એકદમ બહાર આવી બોલ્યો :

'સાહેબ! મી ઇકડે આહે. તુમી કાય મ્હણતાત?'

'કસા છાન મુલા આહે!' મૂળે બોલ્યા. પ્રારંભીક સૂચનાઓ અપાઇ ગઇ અને બધાને તૈયાર થવાને મૂળે માસ્તરે કહ્યું. બાબુએ સૂચક દ્રષ્ટિ કનુ અને મનુપર નાંખી.

'ફૉર્મ ફોર્સ' મૂળેનો હુકમ છૂટ્યો. એક હારની બે હાર બનાવવાને બદલે તરતજ ચાર હાર બની ગઇ. મુળેની આંખો રાતી તો હતી તે અંગારા ઝરતી બની ગઇ. ઇન્સ્પેકશન હોવાથી સોટીને ટેબલના ખાનામાં સંતાડી દીધી હતી એટલે શું થાય?

'એઇ સાંભળો છો કે નહિં? ગધ્ધા, પાજી એવકુફ!' મૂળેની વાગ્ધારા ચાલી.

'ફૉર્મ ટુ ડીપ' બીજો હુકમ છૂટયો. તરત જ છોકરાઓ વધુ દૂર દૂર ગયા. હવે મૂળે મુંઝાયા, અને બોલ્યા 'ત્યારે, છોકરા! એમ કેમ કરો છોરે?'

'સાહેબ! તમે કહ્યું પહેલા કે 'ચાર હાર બનાવો' એટલે ચાર હાર બનાવી. અને હવે કહ્યું કે 'વધુ ઉંડી બનાવો' એટલે હારનું અંતર વધાર્યું.' દૂરના ખૂણામાંથી અવાજ આવ્યો.

મૂળે એ અવાજની દિશા તરફ ફરી કોનો અવાજ છે તે જાણવા પ્રયત્ન કર્યો પણ ત્યાં તો ચડી ચુપ!

'અરે એક હાર બનાવી દો રે' મુળેએ કહ્યું. તરત જ વિદ્યાર્થીઓએ એક હાર બનાવી.

'ઍટેન્શન.' મૂળેએ હુકમ કર્યો.

બધા વિદ્યાર્થીઓ તરત જ પોત પોતાની હંમેશની ટેવ મુજબ ધ્યાન (વર્ગમાં જેવી રીતે આપતા તે રીતે) આપવા મંડ્યા. કોઇએ માથુ ખંજવાળવા માંડયુ, કોઇએ હડપચીએ હાથ દીધો તો કોઇએ અદબ વાળી દીધી, કેટલાકે આંખો મીંચી દીધી. આમ બધાએ જુદી જુદી રીતે રોજના

હુકમનો અવળો અર્થ કરીને મૂળે માસ્તરને મુઝવણમાં નાંખી દીધા. ખરેખર! હવે મૂળેને લાગ્યું કે જો વર્ગ આવી રીતે તપાસણી વખતે વર્તશે તો પોતાને પાણીચુ મળશે તે તો ઠીક, પણ પાછળ શેરો પણ એવો વાગશે કે કોઇ પણ ઠેકાણે રોટલો રળવો પણ મુશ્કેલ બનશે. તેમ થાય તો દૂર દૂર રત્નાગીરી તરફ ગરવી અને ગુણીઅલ ગુજરાત છોડીને પ્રસ્થાન કરવું પડશે. ત્યાં પણ પોતે ખાશે શું? આ વિચાર આવતાં જ એની આંખો ખુલી ગઇ અને એ ગળગળે અવાજે બોલ્યા: 'અરે બાળકો! તમે આજે આમ કસાલે કરો છો? ઇન્સ્પેકશન વાઇટ થશે.'

દૂરને ખુણેથી અવાજ આવ્યો, 'સાહેબ! તમે અમને મારો છો શા માટે?'

એવામાં દૂરથી ઇન્સ્પેકટર દેખાયા.

'અરે ભાઇ! હવે નહિ મારનાર' મૂળેને હવે પોતાના મારકણાપણાની ભૂલ સમજાઇ.

'એમ કાંઇ નહિં ચાલે. ખાવ પંઢારીનાથના સોગન.' બીજે ખૂણેથી સૂચન આવ્યું.

'અરે મુલાનો! તમે કહો તેના કસમ. પંઢારીનાથના સોગન. માઝી આઇચા સોગન. માઝે

ડોળેચા સોગન!'

બાબુ પણ સમજી ગયો કે હવે વધુ સતાવવામાં સાર નથી, કારણ કે મારકણા મૂળે માસ્તરનો હૃદયપલટો સાચો હતો. એણે એક ખુંખારો ખાધો એટલે તરત જ સંપૂર્ણ શિસ્તપૂર્વક આખો યે વર્ગ ગોઠવાઇ ગયો. મૂળે માસ્તરના એકેએક હુકમનું એટલું સર્વાંગ સુંદર પાલન કર્યું કે મૂળે માસ્તર પોતે પણ સ્વપ્નમાં તો નથી એમ ડોલી ઉઠ્યા.

આખા વર્ગની કસરત જોઇને ઇન્સ્પેકટર પણ ખુશ થઇ ગયા.

'Excellent Mr. Bharatkumar !' (અત્યુત્તમ શ્રી. ભરતકુમાર) ઇન્સ્પેકટર સાહેબે ભરતકુમાર તરફ ફરીને કહ્યું અને પછી ઉમેર્યું.

'Your stuff seems, superfine' (તમારા વિદ્યાર્થીઓ ઘણા કાબેલ લાગે છે.)

'I congratulate you for that.' (હું તમને તે બદલ અભિનંદુ છું.)

મૂળે માસ્તરની શ્રવણેન્દ્રિયમાં જ્યારે આ શબ્દો પડ્યા ત્યારે એમની છાતી ગજગજ ફુલાઇ ગઇ. ઇન્સ્પેકટર સાહેબે શાળાની તપાસણીના

શેરામાં વ્યાયામની તાલીમ અને વ્યાયામ શિક્ષકની સુંદર કામગીરીની ખાસ નોંધ લીધી.

મેની પહેલી તારીખથી વેકેશનની રજા પડનાર હતી તેથી એપ્રીલની આખરી તારીખે ભરતકુમારે મૂળે માસ્તરને પોતાની ઑફિસમાં બોલાવ્યા અને કહ્યું :

'મીસ્ટર મૂળે! સાહેબ તમારા કામથી ખુબ ખુશ થયા છે અને તેથી તમને શાળામાં કાયમ કરવામાં આવે છે. આ માસથી તમને દસ રૂપિયાનો વધારો આપવાનું શાળા સમિતિએ નક્કી કર્યું છે.'

'Many thanks, Sir! (અત્યંત આભાર સાહેબ!)' મૂળેએ નમ્ર ભાવે જવાબ આપ્યો.

બહાર વરન્ડા પર બાબુ મળ્યો ત્યારે મૂળે માસ્તરે પોતાની બઢતીની વાત તેને કહી અને પછી ધીમે રહીને પુછ્યું: 'અરે પણ બાબુ! તે દિવસે તમને બધાને થયું હતું શું?'

'અરે સાહેબ! જવા દોને એ વાત! એ તો 'એપ્રીલ ફૂલ' નો દિવસ હતો ને?'

અને બંને હસી પડ્યા.



## બાબુની બિરાદરી

બાબુને અભ્યાસનાં પુસ્તકો ઉપરાંત એના પિતા જે વર્તમાનપત્રો અને માસિકો વાંચતા તે પણ વાંચવાનો શોખ લાગ્યો હતો અને તેના પરિણામે એનું વાંચન વિશાળ થયું હતું. હમણાં હમણાં નિર્વાસિતોના પુનર્વસવાટ તથા તેમનાં સંકટો વિષે અનેક વાતો આવતી અને બાબુ તે ધ્યાનપૂર્વક વાંચતો. એણે પોતાના મન સાથે કાંઇક નિર્ણય કર્યો અને તે પ્રમાણે કરવાનું નક્કી કર્યું.

બીજે દિવસે શાળામાં આવી એણે ભરતકુમાર પાસે જઇને પોતાની યોજના રજૂ કરી. એની યોજના સાવ સાદી હતી. એણે ઠરાવ મૂકયો કે

વિદ્યાલયના વિદ્યાર્થીઓને બપોરના શાળા તરફથી જે નાસ્તો અપાય છે તે નાસ્તો બંધ કરવો અને તેની બચતનાં નાણાનું ફંડ કરી તેમાં બધા વિદ્યાર્થીઓ પાસે ઐચ્છિક ફાળો લેવો. નાસ્તો બંધ કરવાનો ઠરાવ શરૂઆતમાં ભરતકુમારને ગમ્યો નહિ, છતાં એમણે બાબુને કહ્યું: 'બાબુ! આજે સાંજે વિદ્યાર્થીપંચ આગળ તારો ઠરાવ મૂકજે અને તે વખતે જે નિર્ણય થાય તેમાં હું જરૂર સહકાર આપીશ.'

'આભાર, સાહેબ!' બાબુ બોલ્યો.

સાંજના વિદ્યાર્થીપંચ મળ્યું અને તેની પાસે બાબુએ પોતાના ઠરાવ મૂકતાં કહ્યું:

'ભાઈઓ! મારો એવો ઠરાવ છે કે આપણાને શાળા તરફથી બપોરે જે નાસ્તો અપાય છે તે હાલના કટોકટી ભર્યા સમયમાં આપણે બંધ કરવો અને તેની બચતનાં નાણાં રાહત કામ માટે વાપરવાં.'

પંચના સરનશીન પુષ્પવદને પૂછ્યું: 'આપણા થોડા વિદ્યાર્થીઓ નાસ્તો નહિ લે તેથી હિંદના લાખો નિર્વાસિતોને કેવી રીતે ફાયદો થશે?'

'તમે બાપુજીનો લેખ નથી વાંચ્યો? સારા

વખતમાં તો આપણે ભરપેટ જમતા હતા પણ હાલના વખતમાં થોડુંક ઓછું જમીએ તો આપણે મરી નહિં જઇએ. આવી રીતે જો આપણે બાળકો નાનકડો આત્મભોગ આપવા તૈયાર થઇએ તો તેનો ધડો લઇને વડીલો અને આપણા ઘરના માણસો પણ તેમ કરવા પ્રેરાય અને આમ ' પંચકી લકડી એકકા બોજ ' જેમ જો આવી ચળવળ રાષ્ટ્રવ્યાપી બને તો કેટલો બધો અનાજનો ને પૈસાને બચાવ થાય અને એવા બચાવ માટે સમાજ કોઇ યોજના કરી તેનો સંગ્રહ કરે તો નિર્વાસિતો માટે તે મદદ રૂપે મોકલી શકાય.'

'શાબાશ, બાબુ! તારી યોજના તો સુંદર છે.' ભરતકુમારે બાબુની યોજનાને ટેકો આપ્યો. 'હા, પણ તું તો કાંઇ ઐચ્છિક ફાળો આપવા માટે પણ મને કહેતો હતો તેનું શું?'

'હા, સાહેબ! ઠીક યાદ અપાવ્યું. ઐચ્છિક ફાળાના બે પ્રકાર હોઇ શકે. એક તો વિદ્યાર્થીઓને પોતાને Pocket Money ખીસ્સા ખર્ચના વાલી તરફથી જે પૈસા મળે તેમાંથી ખપ પૂરતા રાખી બાકીના શાળાના રાહત ફંડ ખાતે જમા કરાવે અને પોતે કરકસર કરતાં શીખે. જે વિદ્યાર્થીઓ ગરીબ

હોય તેઓ અને પૈસાદાર વિદ્યાર્થીઓ પણ શાળાના છેલ્લા રમતગમતના સમયમાં સમુહ કાંતણ કરે અને એ રીતે સુતરનું ઉત્પાદન કરીને તેની ખાદી બનાવીને નિર્વાસિતોને વસ્ત્ર આપી ઢાંકી શકે. રવિવાર અને રજાના દિવસોમાં અને દરરોજ થોડો વખત ખેડૂત વર્ગના વિદ્યાર્થીઓ શાળાના જ બાગમાં જ્યાં ફુલછોડ વાવેલા છે તે ઠેકાણે શાકભાજી ફળફળાદિ અને અનાજ વાવીને ઉત્પાદન વધારી શકે.

'શાકભાજી અને ફળફળાદિનો બજારમાં સારો ભાવ ઉપજે એટલે આવી રીતે બધા જો કાંઇક પણ કામ કરે, તો સાહેબ! જરૂર કાંઇક રાહત થાય અને હિંદના લાખો નિર્વાસિતોમાંથી થોડાકને પણ અન્ન અને વસ્ત્ર પહોંચાડી પરમાર્થ સાધી શકાય તેમજ વિદ્યાર્થીઓને સ્વાવલંબી જીવન જીવવાનો આ રીતે બોધપાઠ મળે.'

'Hear Hear ( સાંભળો સાંભળો)' તાળીઓના ગડગડાટ વચ્ચે અનેક અવાજો સંભળાયા.

પુષ્પવદને સભાને બાબુના ઠરાવ પર વિચાર કરી મત આપવા કહ્યું અને ગણ્યા ગાંઠ્યા વિરોધ સિવાય બધાએ જ ઠરાવની તરફેણમાં મત આપ્યો.

આ રીતે શાળામાં નવીન પ્રયોગનાં પમરણુ મંડાયાં અને વિદ્યાર્થીઓ ઉત્સાહપૂર્વક રસ લેવા લાગ્યા. આવી રીતે પ્રથમ સત્ર પૂરૂં થાય તે પહેલાં તો સારી જેવી રકમનો ફાળો અને ખાદી એકઠી કરી દીધી.

બાબુને એક દિવસ બીજો વિચાર આવ્યો. પોતે મર્ભશ્રીમંત પિતાનો પુત્ર હતો. પોતાનાં કપડાં સુઘડ તો હોયજ છતાં જરા પણ ફાટ્યાં તૂટ્યાં હોય તો તે ચલાવી ન લેતો. એણે વિચાર કર્યો, 'મારી જેમ ઘણાંએ પૈસાદારનાં છોકરાંઓ સાધારણ પણ કપડાં ફાટ્યાં કે તરત ફેંકી દેવાનાં. એવાં ફાટેલાં કપડાં એકઠાં કર્યાં હોય તો?' પોતાના બચાર મિત્રાને એણે પોતાનો વિચાર જણાવ્યો. અને એમણે બધાએ મળીને આમ કપડાં ઉઘરાવવાનો નિશ્ચય કર્યો. આ રીતે પણ તૈયાર કપડાંનો મોટો ઢગ થયો.

રજાના દિવસોમાં ઘેરઘેર ફરીને જૂનાં કપડાં માટે ટહેલ પાડી. આ રીતે અનેક પ્રકારનાં વસ્ત્રો— સ્ત્રીઓનાં, પુરૂષોનાં, બાળકોનાં અને બાળાઓનાં કપડાં એકઠાં કર્યાં. ભારતી વિદ્યાલયના નિયામક ભરતકુમારે જ્યારે મહાત્માજી પર બાબુના ઠરાવ

અને તેના ફળ સ્વરૂપ થએલ ફાળો: પૈસાનો, અનાજનો અને વસ્ત્રોનો મોકલાવી આપ્યો ત્યારે 'હરીજન બંધુ'માં બાપુજીએ સ્વહસ્તે લખ્યું કે: 'એક નાનકડો ગુજરાતી બાળક આટલો મોટો સેવાયજ્ઞ કરી શક્યો તો મહાગુજરાત, અરે સારૂં યે ભારત તેનો દાખલો લઇને મરતાંને ન જીવાડે?' તેમણે બાબુને પોતાના આશીર્વાદ સાથે સ્વહસ્તે પત્ર લખી અભિનંદન આપ્યાં.

બાબુ અને એના મિત્રોએ ભેગા મળી એક દિવસ વિચાર કર્યો: 'હવે દિવાળીની રજા પડશે. આપણે શું કરીશું?'

કોઇએ રમવાની મઝા પડશે, કોઇએ કાંતવાની ગમ્મત પડશે એવા અનેક પ્રકારના વિચારો દર્શાવ્યા પણ બાબુએ તો ડોકું જ ધુણાવ્યા કર્યું. આખરે એ બોલ્યો, 'જુઓ મેં તે દિવસે વિદ્યાર્થી સભામાં શું કહ્યું હતું તે યાદ છે?'

'ના ભાઇ! એવી સરસ યાદદાસ્ત હોય તો તને પહેલો નંબર શા માટે લેવા દઇએ?' કનુએ કહ્યું. તે સાંભળી બધાને હસવું આવ્યું.

ગનુ તરત જ બોલી ઉઠ્યો, 'પંચકી લકડી એકકા બોજ' એવું તું બોલ્યો હતો ખરૂં ને?'

'Oh yes' (જરૂર)! બાબુ હસીને બોલ્યો.

'હવે હું તમને મારી યોજના સમજાવું. જુઓ, આ દિવાળી આવશે. દિવાળીમાં આપણે ઘેર સુંદર વાનીઓ થશે. ઘુઘરા, થાપડા, કચોરી, ખડીખડીઆ અને એવી કાંઇ કાંઇ મોંમાં પાણી છૂટે એવી વાનીઓ બનશે....'

'ખાવાની ખૂબ મઝા પડશે.' ખુરશીમાંથી ઉછળી પડતી ખુશમન બોલી પડી.

'બેસ ચીબાવલી! તને તો બસ ખાવું ખાવું



ને ખાવું જ! બીજું કાંઇ સુઝે છે?' બાબુએ ખુશમનને, એની નાની બહેન, જે હવે અંગ્રેજી શાળામાં આવતી થઇ હતી તેને કહ્યું. ખુશમન ખરેખર

ખુશમન જ હતી. હંમેશનુ એનું હસમુખ ગૌરવર્ણું મોં બધાને ગમતું.

'બોલો ત્યારે મોટાભાઇ! આપણે શું કરવું?' ખુશમને પૂછ્યું.

'જુઓ, મારી વાત તમારા ગળે સહેલાઇથી ઉતરે તેમ નથી. આપણે જેવી રીતે શાળામાં નાસ્તો જતો કર્યો તેમ આપણને જે કાંઇ ઘરમાંથી ખાવાનું મળે તે ખાવું નહિં પણ એકઠું કરી રાખવું.'

'શા માટે મોટાભાઇ?' ખુશમને પૂછ્યું.

'જો પાછી બોલી વચ્ચે. ધીરજથી સાંભળ. પછી બેસતા વર્ષે આપણે હરીજન બંધુઓને એ મિષ્ટાન્નની જયાફત આપવી. આયા સમજમેં?' બાબુએ પૂછ્યું.

'પણ દોસ્ત! આપણે ખાઇએ નહિં અને બધું જ એકઠું કરી રાખીએ તો આપણા માબાપ વઢશે નહિં?' કનુએ પૂછ્યું.

'આપણે એમ કહેવું કે અમે ઉજાણી કરવાના છીએ. બધા મિત્રો બેસીને જુદી જુદી ચીજો આનંદથી ઉડાવીશું એમ કહીશું તો આપણા ઘરના માણસો પણ ઉત્સાહપૂર્વક આપણને વધુ

આપશે. હાં, પણ આપણે બધું એકઠું ક્યાં કરી રાખીશું ?' બાબુએ પૂછ્યું.

'મારી પાસે ક્રિકેટ સ્ટોર રાખવાના રૂમની ચાવી છે તેમાં મૂકીશું.' કનુએ કહ્યું.

'જૂઓ ભાઇ! મારો થોડોક સુધારો છે.' રસિકે કહ્યું.

'શું છે વળી તારો સુધારો?' ખુશમને પૂછ્યું.

'અરે બાવા! હજી તારો સુધારો કુધારો શો બાકી છે વરી?' મીનુ મહાશય બબડી ઉઠ્યા. રસિક નામ પ્રમાણે ખાવા પીવાનો રસિયો હતો. આવી રીતે રસમય વાનીઓ અણધારી મધ્યસ્થ કોઠારમાં જાય તે તેની પાણી પાણી થતી જીભ કેમ સાંખી રહે? તેથી તેણે કહ્યું:

'જુઓ ભાઇ! જે મળે તે બધું તમારે બધાને લાવવું હોય તો લાવજો, પણ બંદા તો મને મળશે તેમાંથી થોડું ચાખી તો જરૂર લેવાના અને બાકીનું અર્ધું જ લાવવાના. છે કબૂલ?'

'હા, ભાઇ હા! તારે જેટલું લાવવું હોય તેટલું લાવજે.' બાબુએ કહ્યું.

અને આમ વાઘબારશથી દિવાળી સુધીના

દિવસોની અનેક રસમય વાનીઓ મધ્યસ્થ કોઠાર-માં જમા થઇ.

શાળાના વિશાળ ચોગાનમાં જ જ્યાફત આપવાનો ઠરાવ થયો હતો પણ કોઇને કશું કહ્યા સિવાય બધું ખાનગી રાખવાનું હતું.

અને આખરે નવા વર્ષનું પ્રભાત ઉઘડ્યું. નૂતન વર્ષાભિનંદન એક બીજાને આપવા બેસતા વર્ષે બધા નીકળ્યા. બાબુએ ભરતકુમાર પાસે જઇને વિનંતિ કરી: 'સાહેબ, શાળાના ચોગાનમાં અમારે આજે પ્રીતિભોજન કરવા વિચાર છે. આપ રજા આપશો?'

'જરૂર. મારી રજા છે.' ભરતકુમારે કહ્યું.

'અને સાહેબ! આપ તે વખતે પધારશો. સાંજના પાંચનો સમય રાખ્યો છે. આપને યોગ્ય લાગે તેવી પાંચ સાત વ્યકિતઓને પણ આપ કૃપા કરી આમંત્રણ આપશો.' બાબુએ કહ્યું.

'હા, જરૂર હું તે પ્રમાણે કરીશ.' તેમણે કહ્યું.

અને સાંજે શાળાના ચોગાનમાં સંમેલન મળ્યું. બાબુ અને તેના મિત્રો સૌથી પ્રથમ આવ્યા અને બધી તૈયારીઓ કરી રાખી. એમણે હા—ના કરતા હરીજન બાળકોને આગ્રહપૂર્વક આમંત્રણ

આપ્યાં હતાં. તેઓ ડરતા ડરતા બબ્બે ચાર ચારના ટોળામાં આવતા હતા. ગનુ તેમને શાળાના પાછલા વરન્ડા પર બેસાડતો હતો. આ રીતે પચીસેક બાળકો આવી ગયાં.

સમય થયો એટલે ભરતકુમાર પણ પોતાના મિત્રો સાથે આવી પહોંચ્યા. તેમની સાથે જયંત-કુમાર પણ હતા. બાબુ અને તેના મિત્રોએ કેળના પાનમાં બધી વાનીઓ પીરસી અને બેસવા માટે શાળામાં જ વણેલાં ખાદીનાં આસનિયાં બીછાવી દીધાં.

'અરે બાબુ! આપણે તો ૨૦–૨૫ જણા જ દેખાઇએ છીએ અને તારૂં સંમેલન તો પચાસ માણસનું લાગે છે.' જયંતકુમારે હસતાં હસતાં પૂછ્યું.

'હા, પિતાજી! પચાસ માટે જ સગવડ છે. આપ એક સ્થળે બેસો. સાહેબ! આપ અહિં બેસો.' બાબુએ બધાને બેસાડવા માંડ્યા.

'અરે પણ બાબુ! અમારા બધાની વચ્ચે એક એક આસન તો ખાલી છે!' અરવિંદકુમારે પૂછ્યું.

અરવિંદકુમાર બાબુના મામા થતા હતા.

'એ આસનો આમંત્રીત મહેમાનો માટે છે.' બાબુ બોલ્યો.

'ક્યાં છે તારા મહેમાનો?' કોઇએ પૂછ્યું.

'જૂઓ પેલા આવે!' બાબુએ આંગળી વડે હરીજન બાળકોને આવતા દેખાડ્યા.

બધા સ્વચ્છ અને સુઘડ હતા તેથી શરૂઆતમાં તો કોઇ ઓળખાયું નહિં પણ જ્યારે તેમણે બીતા બીતા આસન લેવા માંડ્યાં ત્યારે બધા વિચારમાં પડી ગયા કે આમ કેમ?

'અરે ભુરિયા! ઉઠ ઉઠ! તું અહિં ક્યાંથી?' એમ તિરસ્કાર કરતા પુરૂષોત્તમ પંડ્યા ઉઠી ગયા અને પછી તો એમણે વાગ્ધારા ચલાવી.

'અબ્રહ્મણ્યમ્. શીવ શીવ! આવડો મોટો અત્યાચાર તે કેમ સહન થાય?'



'પણ શું છે પંડ્યાજી?' જયંતકુમારે પૂછ્યું.

'અરે જુઓ તો ખરા જયંતભાઇ! આ તમારા બાબુએ તો ઢેડવાડો, ભંગિયાવાડો અને ખાલપાવાડો એકઠો કર્યો છે. આ ભુરિયો તો અમારે ત્યાં જાજરૂ સાફ કરવા આવે છે. ભલિયા ભંગિયાનો છોકરો. છી છી!' પંડયાજીએ પુરાણ શરૂ કર્યું.

ભરતકુમારથી નહિં રહેવાયું. તેઓ બોલી ઉઠ્યા: 'પણ પંડયાજી! તમેજ ધનતેરશને દિવસે વાંચનાલયમાં ભાષણ કરતા હતા ને, કે હરીજનો તો આપણા બંધુઓ છે. તેમને આપણે અપનાવી લેવા જોઇએ કારણ કે તેઓ હિંદુ છે, છતાં આજે આમ કેમ બોલો છો?'

'અરે ભાઇ! એ તો પોથીમાંનાં રીંગણાં!' અરવિંદકુમારે ચપકો મૂકયો.

બધા હસી પડયા અને ચુસ્ત આર્યસમાજીષ્ટ પંડ્યા નીચું મોં ઘાલી બેસી રહ્યા.

'જુઓ પંડયાજી! આપના આગળ પડતા વિચારો જાણીને જ અમે આપને આમંત્રણ આપ્યું હતું. આપને જો ફાવતું ન હોય તો ખુશીથી પાછા પધારો.' બાબુએ વિનંતિ કરી.

અને પંડ્યાજીને પણ લાગ્યું કે આ તો પોતાના ટાંટિયા પોતાના જ ગળામાં આવ્યા છે તેથી

ના છૂટકે આસન સંભાળી લીધું અને નીચી મુંડીએ વાનીઓ પર હાથ મારવો શરૂ કર્યો.

પાનમાં પીરસેલી વાનીઓ પૂરી થવા આવી ત્યાં બાબુએ કહ્યું: 'સાહેબો! આ તો આપણે ધનવાનની દિવાળી માણી પણ હવે દીનની દિવાળી તો ચાખો.' એમ કહીને કનુ તરફ ઇશારો કર્યો. તરત જ કનુ હાથમાં રોટલાની થપ્પી લઇ આગળ આવ્યો અને એક પછી એક એમ દરેકના પાનમાં એક એક રોટલો મૂકવા લાગ્યો. તે પછી ખુશમને પોતે બનાવેલી ભાજી બધા મહેમાનોને જ્યારે પીરસી ત્યારે રોટલા અને ભાજી અને તેની સાથેની મરચાંની ચટણીપર મહેમાનોએ હાથ મારવો શરૂ કર્યો. મહેમાનોને હવે ખબર પડી કે તેમના ઘી ભરપુર ચરબી વધારનાર ભોજન કરતાં આરોગ્યદાયી ગરીબનું જમણ અનેક રીતે ચઢીયાતું છે.

ભોજનકાર્યની પૂર્ણાહુતિ થઇ એટલે ભરતકુમાર ઉભા થયા અને તેમણે ભાષણ કરતા કહ્યું: 'સર્જનો! બાબુના પિતા થવાના સુભાગ્ય બદલ જયંતભાઇને હું અભિનંદુ છું. મારા વિદ્યાલયના એક તેજસ્વી અને અદ્ભુત વિદ્યાર્થી માટે હું આત્મગૌરવ માનું છું. આપણા બાબુની યોજના વડે શાળાના અનેક

બાળકોએ સ્વાવલંબી જીવનની શરૂઆત કરી છે એટલું જ નહિં, પરંતુ તેમણે બધાએ એકઠા મળીને ઉત્પન્ન કરેલ અનાજ, શેરીએ શેરીએ ફરીને ભેગાં કરેલ વસ્ત્રો, શાકભાજી અને ફળફળાદિ ઉગાડી તે વેચી ઉભું કરેલ નાણા ફંડ અને સમુહ કાંતણ યજ્ઞ દ્વારા કાંતેલ સુતર અને તેને શાળા-માં જ શાળપર વણીને બનાવેલ ખાદી એ બધી વસ્તુઓ શાળાને ગૌરવ લેવા લાયક છે. આપણે સહુ આજે નૂતન વર્ષે બાબુ અને તેના મિત્રોને આશીષ આપીએ કે 'શત શરદ જીવો' અને એ આશીર્વાદ ઉચ્ચાર સાથે બધા બોલી ઉઠયા 'શત શરદ જીવો.'

થોડા દિવસ સુધી રૂઢી ચુસ્ત સમાજમાં બાબુના આવા વર્તન અને વડીલોએ તેને આપેલ સહકારની બદબોઇ થઇ પણ ખરી છતાં ધીમે ધીમે બધા ઉજળી બાજુ જોતાં શીખ્યા અને બાબુ સમાજમાં એક વિરલ વ્યક્તિ થઇ પડી.

✲

# શાળાનો વાર્ષિકોત્સવ

ભારતી વિદ્યાલયમાં દર વર્ષે શરદુત્સવ થતો. શરદઋતુમાં બાળકો ખૂબ રમે, કૂદે અને આનંદે એવા વિચારથી આવો ઉત્સવ યોજાતો. દર વર્ષની જેમ આ વર્ષે પણ રમત ગમતની હરિફાઇઓ ગોઠવવામાં આવી હતી અને તેના માટે નવ-રાત્રિના દિવસો નક્કી કરવામાં આવ્યા હતા. શરદ પુનમની રાત્રે મનોરંજક કાર્યક્રમ નક્કી થયો હતો.

આ વર્ષે બાબુની ચુંટણી વિદ્યાર્થીપંચમાં થઇ હતી તેથી જ્યારે વિદ્યાર્થીપંચ સમક્ષ ઉત્સવની યોજના ચર્ચાતી હતી ત્યારે બાબુએ ઠરાવ મૂક્યો, ' દર વર્ષે આપણે રમત ગમત અને

મનોરંજક કાર્યક્રમ તો કરીએ છીએ જ. તેમાં કાંઇ નવીનતા નથી. આપણે આ વર્ષે કાંઇક નવીનતા આણવી જોઇએ.'

પંચના નેતાએ પૂછ્યું: 'બોલો, શું નવું કરીએ?'

કોઇકે ટહુકો કર્યો: 'આ વર્ષે આપણે નાટક ભજવીએ તો શું ખોટું?'

બીજાએ કહ્યું: 'આ વખતે આપણે વન ભોજન રાખીએ તો ખૂબ મઝા પડે.'

ત્રીજાએ પ્રસ્તાવ મૂક્યો: 'વનભોજન પણ નહિં અને નાટક ચેટક પણ નહિં પરંતુ આ વખતે ફક્ત સંગીતનો જ કાર્યક્રમ રાખો.'

બાણુ અત્યાર સુધી શાંતિથી સાંભળ્યા કરતો હતો. આવા પ્રકારના ટોળટપ્પા એને ઝાઝા પસંદ ન હતા. એનામાં થોડેક અંશે જીદ હતી. એણે કહ્યું: 'હવે સીધી વાત કરોને. જૂઓ સાંભળો, મારો વિચાર એક શરદ અંક કાઢવાનો છે. શરદ ઋતુને લગતાં કાવ્યો, લેખો અને નવલિકાઓથી તથા સુશોભનોથી એ અંક આપણે સજાવવાનો છે.'

'અરે ભલા માણસ! એમાં તમે નવું શું કહ્યું? આપણું વિદ્યાલય દર વર્ષે એવાં હસ્તલીખિત

વાર્ષિક ક્યાં પ્રકટ કરતું નથી? બીજી કાંઇ નક્કર યોજના હોય તો વિચારો.'

બાબુએ કહ્યું: 'ઠીક, તો આપણે સારા સારા નામાંકિત અને પ્રજાના લાડીલા નેતાઓનાં વ્યાખ્યાનોનો કાર્યક્રમ રાખીએ તો?'

'હા. એ સૂચના જરૂર વધાવવા જેવી છે.'

પંચના પ્રમુખે સૂચનાને અનુમોદન આપ્યું અને ઉમેર્યું: 'ઠીક બાબુ! ત્યારે હવે એ બધી યોજના કરવી, ભાષણો કોના કોના અને કયારે કયારે ગોઠવવા એ બધું તમે નક્કી કરીને મને કહેજો એટલે હું કાર્યક્રમ પત્રિકામાં તે પ્રમાણે જાહેરાત કરી દઇશ.'

અને આ વિષેનો ઠરાવ કરીને પંચ વિખરાયું.

વિદ્યાર્થીપંચનો એક સભ્ય વિનાયક, બાબુનો દ્વેષી હતો. એણે કોઇ પણ ભોગે બાબુ યશ ખાટી ન જાય તે માટે નિશ્ચય કર્યો. વિનાયક એમ તો ઝેરીલો હતો પણ એની જીભે તો ભલા ભલા વેરીઓને પણ એ મસ્કો મારી વશ કરી લેતો, અને તેથી ઓરડામાંથી બહાર નીકળી બાબુનો બરડો થાબડતાં એ બોલ્યો:

'શાબાશ બાબુ! તારી યોજના ફક્કડ છે. મને

ખુબ જ ગમી ગઈ. હરહંમેશાં Prototype એક ધારો કાર્યક્રમ તો કંટાળારૂપ લાગે છે. જો દોસ્ત! કામકાજ હોય તો મને જરૂર કહેજે.'

'જરૂર, કેમ નહિ! શાળાની શોભા વધારવી એ પ્રત્યેક વિદ્યાર્થીની ફરજ છે. આપણે તો પંચના સભ્ય રહ્યા એટલે આપણે માથે એટલો વિશેષ ભાર.' બાબુએ કહ્યું.

'હા, પણ આપણે કોને કોને તેડાવીશું?' વિનાયકે માથું ખંજવાળતાં ખંજવાળતાં ધીમે રહીને પૂછી જોયું.

'કેમ વળી, જીલ્લા કોંગ્રેસ સમિતિના પ્રમુખને, પ્રાંતના વિદ્યાધીકારીને અને એવા બીજાઓને.' બાબુએ ભોળે ભાવે કહ્યું.

'ભલે, મારા લાયક કાંઇ કામકાજ હોય તો કહેજો. સાહેબજી.' કરી વિનાયક છૂટો પડ્યો.

રવિવારે સવારના પહોરમાં વિનાયક બાબુને ઘેર ગયો અને પૂછ્યું: 'કેમ બાબુ! પછી ક્યાં સુધી આવ્યો ભાષણનો કાર્યક્રમ? કોણ કોણ આવવાના છે?'

બાબુ વિનાયકને પોતાના અભ્યાસ ખંડમાં તેડી ગયો અને પોતાની તૈયાર કરેલી નામાવલિ

એને વંચાવી.

'પ્રાંતના વિદ્યાધીકારી, જીલ્લા કોંગ્રેસ સમિતિના પ્રમુખ, પંડિત જવાહરલાલ નહેરુ, સરદાર વલ્લભભાઇ, જયપ્રકાશ નારાયણ કૅપ્ટન શાહનવાઝ, શ્રીમતિ અરૂણા અસફઅલી, અચ્યુત પટવર્ધન, વગેરે વગેરે.'

એવાં અનેક નામો વાંચીને વિનાયક વિસ્મય પામ્યો અને એણે પૂછ્યું: 'આ તો તેં આખી કોંગ્રેસ કારોબારીને જ તારે ત્યાં ભાષણ કરવા આમંત્રી છે ને? બાબુ રાજેન્દ્રપ્રસાદ, બાપુજી, કૃપલાણીજી અને બીજા બાકીના કારોબારીના સભ્યોને બોલાવીએ તો?'

વિનાયક હિંદુ મહાસભાવાદી હતો. કોંગ્રેસનો એ કટ્ટર વિરોધી હતો. તેથી એણે બાબુનો વ્યંગ કર્યો.

'જરૂર. આપણાં એવાં ક્યાંથી ધનભાગ્ય કે કોંગ્રેસ કારોબારી આપણે આંગણે બેસે!'

વિનુએ પૂછ્યું: 'ઠીક, પણ આમંત્રણો કોને કોને આપ્યાં તે તો કહે.'

બાબુએ નિખાલસ ભાવે કહ્યું: 'આપણા ગુજરાતના શ્રેષ્ઠ પુરૂષોને. એક તો સરદાર વલ્લભ-

ભાઇ, કોંગ્રેસના મહારથી, બીજા કનૈયાલાલ મુનશી, પ્રખ્યાત ધારાશાસ્ત્રી અને સમર્થ સાક્ષર, ત્રીજાં હંસાબ્હેન મહેતા, સ્ત્રી શિક્ષણ ને સ્ત્રી સ્વાતંત્ર્યનાં હીમાયતી અને ચોથા કાકા કાલેલકર.'

'કાકા કાલેલકર ક્યાંથી ગુજરાતી થવા! એ તો છે મહારાષ્ટ્રીય.' વિનાયકે પૂછ્યું.

'કેમ, જ્યારથી એ ગુજરાતમાં આવીને વસ્યા અને ગુજરાત વિદ્યાપીઠને બાપુજીના આદેશથી સેવા અર્પી ત્યારથી. તમે એમના ગુજરાતી લેખો અને પુસ્તકો નથી વાંચ્યાં?' બાબુએ જવાબ આપ્યો.

તે પછી અલક મલકની આડી અવળી વાતો વિનાયકે કાઢી અને થોડીવારે એ ચાલ્યો ગયો.

નવરાત્રિને હજી વાર હતી, ભાદરવાના દિવસો હતા. બાબુએ પોતાની યોજના ભરતકુમાર અને પોતાના પિતાને સમજાવી. તેમણે એને અનુમોદન આપ્યું પણ શંકા વ્યકત કરી.

'પણ આ બધા મહાપુરૂષો પધારશે?'

'કેમ નહિ! ગુજરાતની એક શાળાના આમંત્રણને ગુજરાતી તરીકે તેઓ કેમ નકારી શકે?' બાબુએ તરત જ તેમને જવાબ આપ્યો.

'પણ ભાઇ મારા! તેમને અનેકવિધ અને અગત્યની પ્રવૃત્તિઓ હોય છે તે તું કેમ ભૂલે છે?' જયંતકુમારે કહ્યું.

પણ બાબુના મનમાં જે યોજના રમતી હતી તેને ત્યજવી એને કેમ પાલવે! તેથી તેણે ભાર પૂર્વક કહ્યું, 'પ્રયત્ન તો કરીએ. જરૂર આવશે.'

ભાદરવા વદમાં આમંત્રણો મોકલાઇ ગયાં.

કોંગ્રેસની કારોબારી નવરાત્રિના દિવસો દરમિયાન મુંબઇ ખાતે મળનાર હતી તેથી બધા આમંત્રીતો તરફથી 'પ્રવૃત્તિવશ ન આવી શકવા બદલ દીલગીર છીએ. તમારા પ્રયાસને અભિનંદન અને આશીર્વાદ' એવા જવાબ આવી ગયા.

બાબુ નિરાશ થયો, પણ એણે પાછી પાની કરી નહિં. એણે પોતાના વતન પાસેના ગૃહસ્થોને ભાષણ માટે આમંત્રણ પાઠવ્યાં. પણ તે બધાને તો વિનાયક પહોંચી વળ્યો. એણે જે જે ગૃહસ્થ પર આમંત્રણો પાઠવવામાં આવ્યાં હતાં તે તે ગૃહસ્થો પર એક પોસ્ટકાર્ડ લખીને જણાવ્યું કે 'બાર વરસના એક છોકરાના આમંત્રણથી આપ ભાષણ કરવા પધારશો નહિં. કારણ કે અહિંયાં કાંઇજ ઉત્સવ કે યોજના નથી. નાહકના હેરાન થશો અને

બની જશો' અને નીચે લખ્યું 'હિત ચિંતક.'

બાબુએ ખૂબ રાહ જોઇ પણ કોઇના તરફથી એને આમંત્રણના સ્વીકારનો પત્ર મળ્યો નહિં.

આજે તો સર્વ પિતૃ અમાવાસ્યા હતી. આવતી કાલથી નવરાત્રિ શરૂ થશે. આમંત્રણ પત્રિકાઓ પણ છપાઇ ગઇ છે અને કાર્યક્રમ બહાર પડી ગયો છે. હવે શું થાય?

એકાએક એને વિચાર આવ્યો. એનું મોં હસુ હસુ થઇ રહ્યું. પોતાના જ ગામના 'પરદેશી ગુજરાતીઓ'ની વ્યાખ્યાનમાળા ગોઠવી હોય તો?

'કેમ નહિં, જરૂર મઝા પડે!' એ સ્વગત બબડ્યો અને તરત જ એ તૈયાર થઇને ગમનાજી શેઠ પાસે ગયો. ગમનાજી શેઠ ખૂબ હસમુખા અને મળતાવડા હતા. બાબુએ તેમને પોતાની શાળામાં જાહેર ભાષણ આપવા વિનંતિ કરી ત્યારે શેઠને હસવું આવ્યું અને તે બોલી ઉઠ્યા, 'પણ ભાઇ, મેં જીંદગી આખીમાં ભાષણ આપ્યું નથી. એમાં આપણો ગજ ખાય નહિં. હા, બજારના ભાવતાલનું કામ હોય તો બંદા તૈયાર. પંચાત કરવી હોય તો તરત જ હાજર.'

'ના શેઠજી, એમ નહિં બને. આપને હા પા-

ડવી જ પડશે.' બાબુએ કાકલુદી ભરી વિનંતિ કરી.

'પણ ભાઇ! મારે બોલવું શું?' શેઠે પૂછ્યું.



'આપ મારવાડથી આવીને ગુજરાતમાં વસ્યા તેનો આપનો અંગત અનુભવ.' બાબુએ કહ્યું.

'જા ભાઇ, કબુલ છે. હું જરૂર આવીશ.' શેઠે હા ભણી.

બાબુને પોતાનો પહેલો પાસો જ પોબાર પડેલો લાગ્યો અને એનું મન પ્રફુલ્લિત બની ગયું. પછી બાબુ રામરતન ભૈયાજી પાસે ગયો. એ ભૈયો શીંગ, ચણા, વટાણાની ફેરી કરતો. બાબુએ એનો જીવન પરિચય આપવા વિનંતિ કરી ત્યારે ભૈયાને

ખૂબ મુંઝવણ થઇ, પણ દલીલબાજ બાબુએ એની પાસે હા ભણાવી.

એવીજ રીતે દિલાવરખાન પઠાણ અને પાંડુરંગ ઘાટી પાસે એ ગયો અને તેમની પાસે પણ આમંત્રણ કબૂલાવ્યાં. એણે બધું નક્કી થયા પછી પોતાના પિતાને પોતાની પરદેશી ગુજરાતીની વ્યાખ્યાનમાળાની યોજના માટે મત પૂછ્યો.

'Marvellous my boy! અદ્‌ભૂત મારા દીકરા,' જયંતકુમારે પુત્રની પીઠ થાબડતાં અભિનંદન આપ્યાં. પછી ભરતકુમાર પાસે જઇને બાબુએ પોતાનાં આમંત્રણ મહાન ગુજરાતીઓ કેમ ન સ્વીકારી શક્યા તે બદલ વાત કરી.

'પણ બાબુ! હવે શું થાય?' ભરતકુમારે પૂછ્યું.

'જુઓ સાહેબ! આપ સહમત થાવ તો મારો એક વ્યાખ્યાનમાળા ગોઠવવા વિચાર છે. મેં તે માટે આમંત્રણો પણ આપ્યાં છે. પરદેશી ગુજરાતીઓ પોતાનો અનુભવ શાળાના વિદ્યાર્થીઓ પાસે વર્ણવે તો ચાલે કે નહિં?'

'Why not? (શા માટે નહિં)' ભરતકુમાર બાલ્યા અને પછી બાબુએ પોતાની યોજના

સમજાવી ત્યારે ભરતકુમાર ખડખડાટ હસી પડ્યા અને બોલી ઉઠ્યા: 'La grand my chap! અત્યુત્તમ મારા બચ્ચા.'

અને પછી શાળાના સભાગૃહમાં વ્યાખ્યાનમાળા માટે જ્યારે તલપુર પણ જમા ન હતી ત્યારે વિનાયક ટેબ્લો પડવાની જ રાહ જોતો હતો, પણ આ શું ?

બાબુ પ્લૅટફૉર્મ પર દેખાયો અને તેણે પોતાનું ભાષણ શરૂ કર્યું: 'મુરબ્બી વડીલ વર્ગ, અને વહાલા વિદ્યાર્થી બંધુઓ! કાંઇક નવીનતા આણવા મેં વિદ્યાર્થીપંચની આગળ કબૂલાત આપી હતી અને તે પ્રમાણે મને જણાવતાં આનંદ થાય છે કે આપણા ગુજરાતમાં આવી વસેલા પરદેશી ગુજરાતીઓ આપને પોતાનો પરિચય આપશે. આપ સહુ શાંતિથી તેમને સાંભળશો એવી નમ્ર વિનંતિસહ હું બેસી જવાની રજા ચાહું છું.'

'પધારો શેઠજી!' પ્લૅટફૉર્મ પાછળના ઓરડાઓમાંથી ગમનાજી શેઠ સંપૂર્ણ મારવાડી ઢબે સજ્જ થઇને મંચ પર આવ્યા. વિદ્યાર્થીઓએ તેમને તરત જ તાળીઓથી વધાવી લીધા.

શેઠે પોતાનો જીવન પરિચય આપતાં કહ્યું:

'મેં તો મારવાડકો બનિયો'....અને આખું સભાગૃહ ખિલખિલાટ હસી પડયું.

'મારો દેશ મારવાડ. મારૂં ગામ નાનકડું. અમારો દેશ તદ્દન ઉજ્જડ એટલે અમારી નજર લીલી ગુજરાતની વાડી તરફ સહજ જ વળે.

'સોળમા વર્ષે માબાપની રજા લઇ હું થોડા રૂપિયા કેડે બાંધી ગુજરાતમાં આવ્યો. શહેરમાં જઇ જીરૂ, ધાણા, તજ, મરી, કાથો, હીંગ એવી વસ્તુઓ ખરીદી. તેમની નાની નાની થેલીઓ બનાવી મોટું પોટલું બાંધ્યુ અને પછી તો તમે રોજ સાંભળો છો તેમ 'જીરો ધાણો તજ મરી કાથો ગોટીરો કાળો કાથો' ની બૂમથી શેરીઓ ગજવતો હું ગામડામાં ધુમવા લાગ્યો. પાસે દોરી લોટો હતો અને જમવાને થાળી વાટકો હતો.

'દિવસ આખો રઝળપાટ કરૂં અને સાંજે બાટી ને મગની દાળ બનાવીને જમી લઉં. એમ કરતાં ધીરે ધીરે મારી પાસે મુડી થવા લાગી અને મેં પછી તમારા ગામમાં ઠરી ઠામ થઇને દુકાન માંડી. પછી ધીરધારનો ધંધો ધીમે ધીમે શરૂ કર્યો અને પછી તમે જુઓ છો તેમ આજે ગમનાજી શેઠ તરીકે પંચમાં પૂછાવા જેવો થયો

છું. ખંતીલાપણુ અને ઉદ્યમનાં ફળ આજે ભોગવું છું. વહાલા વિદ્યાર્થીઓ! તમે પણ ખંત રાખો, ઉદ્યમ કરો. નસીબપર આધાર રાખો નહિં, તો તમારો બેડો પાર થશે.

'અમારા અનેક મારવાડી ભાઇઓએ ગુજરાતને પોતાનું વતન આજે તો બનાવી દીધું છે છતાં અમે મૂળ તો પરદેશીજ અને અમારૂં હૈયું મા ભોમકા મારવાડ તરફ હજીય કો'કવાર તો બળેજ. ઠીક ત્યારે જયજિનેન્દ્ર!' કરી શેઠજી મંચ પરથી નીચે ઉતર્યા અને વિદ્યાર્થીઓએ તેમને હર્ષભેર તાળીઓથી વધાવી લીધા. હવે કોણ આવે છે તેની બધા વિદ્યાર્થી આતુરતા પૂર્વક રાહ જોવા લાગ્યા.



'ચણા જોર ગરમ! બાબુ! મેં લાયા મજેદાર ચણા જોર ગરમ!'નો લટકો કરતો રામરતન ભૈયો ઉત્તર હિંદુસ્તાની વેશમાં આવી હાજર થયો અને વિદ્યાર્થીઓના પેટમાં ગોટા વળી જાય એટલું હાસ્ય આખી સભામાં વ્યાપી ગયું.

'જયરામજીકી ભૈયા!' કોઇ બોલી ઉઠયું અને તરતજ ભૈયાજી પણ બોલ્યા.

'જયરામજીકી સરકાર લોક!' અને પછી શરૂ કર્યું:

'મેરા દેશ તો છે ઉત્તર હિંદુસ્તાન, મગર મેં બહુત સાલથી ગુજરાતમાં આયો છે. મેરા પિતા રામશરણજી પણ અહિંયાં જ રહેતા થા ઓર મેં ભી બચપણથી ઇધર આયો છું. મારો ગામ તો છોટો છે. તેનું નામ છે મકખનપુર. ઓર ઉસકા નામકી જેમ ત્યાંના લોક માખણ જેસે સુંવાળે છે.

'હાં ફીર તો હું અહિં ચાલી આયો અને મેં ભી ચણા શીંગકી ફેરી શરૂ કરી દીધી, ઓર રોજ આપ સબકે સામને આવું છું. શીંગ ચણા વકરી કરતા હું અને ભગવાન જો દાલ રોટી દેતા છે તે સુખે ખાતા હું. ઓર હમારા ખાના પણ ક્યા, દાલ રોટી મીલ ગયા તો બસ રંગા ચંગા.

'હાં પણ જબ હોરી આવે છે તબ તો મેરા દેશ ખૂબ ખૂબ યાદ આવે છે. હમારા દેશમેં તો હોરી ખેલનકી એસી મઝા પડે છે કે બાત જ મત પૂછો. સબ લોક આનંદમાં ગુલતાન હોતે હે ઓર

પંદરા દિન તક બસ મસ્તી! ઔર કછુ નહિં. ભંગકા એક લોટા બસ પી લીધા અને હાથ મેં બજાનેકા ઢોલ લીધા કે પછી હોરીના ગીત શરૂ. અહિં બી હમ સબ ભૈયા લોક એકઠા થતા છીએ અને રાતદિન ઢોલક બજાતા છે ઔર હોરીકા ગીત ગાતે છે પણ વો હોરી તો દેશકા જ. એ તો ઠીક હૈ. કરે કયા?

'ઔર કભી જો મસ્તીમેં આકર રાતના પણ ગીતો લલકારતા છે તો આપ સરકારકા નિંદ તૂટતી છે અને આપ સબલોક બૂમ મારતે હૈ. હાં હમ કહાં ભી આયે પણ છુ છા ઔર અપના ધરમ તો રાખવાના જ. તુમ લોક કહેતે હો 'બાર પુરબીએ ઔર તેર ચોકે' વો બાત ઠીક છે. હમ જો કુછ કરે. જહાં ચાહે ફરીએ પણ હમારી રોટી બનાતે પહેલા સનાન બીનાન કરે ઔર ફીર અસ્પર્શ બસ્પર્શ ન હોય એસી રીતે રોટી બનાકર ખાયે. ઔર એજ કારણસે કોઇ બચ્ચે મેરા તાટમાં હાથ ડાલતા છે તો મેં ઉસકુ ડાટતા હું. ઠીક સરકાર! અબ રજા હે ના!' બાબુ તરફ ફરીને ભૈયાજીએ પૂછયું અને તેના તરફથી હકારનું સૂચન મળતાં જ 'જય રામજીકી!' કહેતા ભૈયાજી મંચ પરથી

ઉતર્યા અને વિદ્યાર્થીઓએ તેમને પણ ખૂબ ખૂબ તાળીઓથી વધાવી લીધા.

રામરતન ભૈયાએ પોતાનું સ્થાન સંભાળી લીધું કે તરત જ 'સલામ અલીકુમ જનાબ આલી!'



કહેતો પડછંદ પઠાણ મંચ પર આવીને ખડો થયો. એનું ભરાવદાર મોં, પઠાણી સાફો, લાંબી લાંબી અણિઆળી મુછ, અને શિવાજી જેવી દાઢી પરથી દીલાવરખાન પઠાણને બધાએ ઓળખી કાઢ્યો.

'દેખીએ જનાબ! બાબુભાઇ મેરી પાસ આયા, ઓર મને કહ્યા કે તમારે કુછ ભાષણ કરના હોગા. મેં તો ના કહ્યા લેકીન વો ચબરાક લડકા માનતા નહિ ઇસ્કે લિયે મેં આપકે સામને પેશ થયા છે. મેરા વતન સરહદ, બડા ભારી પહાડી મુલક, ઓર આપકુ તો ખબર છે કે વહાં અબ તો પાકીસ્તાન કા રાજ છે. હમારા દેખાવ હિંસક દેખાતે છે, લેકીન

હમ બિલકુલ અહિંસક છે. હમ ખુદાઇ ખીદમતગાર છે.

'હાં હાં લેકીન અબ તો મેં યહાં શામાટે આયા વો બતાવું છું. સરહદમેં લોકો બોલતા હે કે ગુજરાત બડા અચ્છા દેશ છે. વહાં ખૂબ પૈસા મીલતા હૈ. શુદ લેના તો હમારા મઝહબમેં મના છે લેકીન એ તો ગાયકે પીછે બછડે કા આના જેસા છે. ઓર મેંભી પેશા કરને કે લીયે કુછ સોલા બરસકા થા તો આયા. ફીર તો બડે ઝઇફ લોગ જાનતે હે કે મેંને ભી ગરીબ ગુરબોંકુ વ્યાજસે પેસા આપવા શરૂ કીયા. ઓર હમારા હિસાબ બી બિલકુલ સાદા. આજ રૂપિયા દીધા ઓર આજસે વ્યાજ શરૂ થયા, અને વ્યાજના દર રોજકા સિર્ફ એકહી પૈસા. આઠ દીન થયા કે દો આના લઇ લેનેકા. હાં પણ કભી જે કોઇ ના બોલા તો હમારા દમદાટી તૈયાર. ફીરભી ન સુના તો હમારા દંડા તૈયાર.

'ઓર આપ જાનતે છે કે અબી મેરી પાસ કુછ ન કુછ પાંચ સાત હજાર રૂપિયા તો છે. ઓર મેરી ઉમર દીખાતી તો છે જ્યાદા લેકીન કુછ તીસ બરસકા છું. હાં લેકીન જબ મેં ગુજરાતમાં આયા

તબ તો મારી પાસ સિર્ફ વીસ રૂપિયે હતા. હમ જો કુછ હૈ લેકીન હમારા ઇમાન સચ્ચા છે.

'ઇમાન ઔર ઇજ્જત કે લીયે હમ જાન બી દેતે છે. ઔર જો કોઇ દોસ્ત થઇ ગયા તો ઉસકે લીયે હમારા જાન અપો દેનેસે પીછેહઠ નથી કરતા. અબ તો મારે દેશ જાના છે હાં લેકીન મેં પાછા આવીશ. ગુજરાત મને ખૂબ પસંદ હૈ. આના હૈ કીસીકો મેરી સાથ? ચલો હમારા દેશ ભી દેખો. વહાંકી પહાડી, વહાંકી ફીલેરી, વહાંકા વહાંકા'.......એમ કહેતાં મજબૂત અને પડછંદ દીલાવરખાનનું દીલ પણ વતનના પ્યારમાં શબ્દોની ગુંચવણમાં પડી ગયું. એનું હૈયું ભરાઇ આવ્યું. છતાં એણે તરત જ સમાલી લીધું અને 'ખૂદા હાફીઝ જનાબ!' કહી પોતાની બેઠક લીધી. વિદ્યાર્થીઓ શિક્ષકો અને આમંત્રીત ગૃહસ્થાને આવા પ્રકારની વ્યાખ્યાનમાળાની શૈલી અનોખી લાગી અને તેમણે તે શાંતિથી સાંભળી. પઠાણે પોતાની બેઠક લીધી ત્યાર પછી કોણ આવે છે તેની કાગ ડોળે બધા રાહ જોવા લાગ્યા ત્યાં બાબુ મંચ પર દેખાયો.

'મુરબ્બી વર્ગ તથા વિદ્યાર્થીબંધુઓ! અત્યાર

સુધી આપણે આંગણે આવી વસેલા અને પોતે જાતે જ વેપાર કે ધંધો કરી કમાણી કરતા સજ્જનોને આપણે સાંભળ્યા. હવે આપણે ત્યાં પોતાના પેટના ખાતર મજૂરી કરવા આવનાર ઘાટીનો જીવન પરિચય આપને શ્રીયુત પાંડુરંગ વિઠ્ઠલ આપશે તો આપ તેમને શાંતિથી સાંભળશો એવી મારી આપને નમ્ર વિનંતિ છે.'



પાંડુરંગે મંચ પર આવીને બે હાથ જોડ્યા અને કહ્યું: 'નમસ્કાર!'

પાંડુરંગને આખું ગામ પીછાનતું. ગામના નગરશેઠ નવીનચંદ્રને ત્યાં વર્ષો થયાં એ ઘાટી તરીકે કામ કરતો હતો. તે શુદ્ધ ગુજરાતી બોલતો.

'મહેરબાન સાહેબો! મારું નામ છે પાંડુરંગ પણ બધા મને સાધારણ રીતે ઘાટી કહીને જ બોલાવે છે. મુંબઈમાં તો અમારાં ગમે તે નામ હોય તો પણ અમને બધા રામા કહીને જ બોલાવે. રામા નામ કેમ પડ્યું હશે તે તો મને ખબર નથી પણ હું ધારું છું તેમ અમે રામ-

ચંદ્રજીને ભગવાન તરીકે પૂજીએ તેથી કદાચ અમને રામા કહેતા હોય તો નવાઇ નહિં.

'અમો ઘાટી એટલે ઘાટ પર રહેનારા. આપણા દેશની આથમણી દિશામાં જે પશ્ચિમ ઘાટ આવ્યા છે તે ડુંગરાળ પ્રદેશના અમે વતની એટલે અમે લોકો બહુ ખડતલ. કામથી અમે થાકીએ નહિં. રત્નાગિરીની પાસેના એક નાનકડા ગામમાંથી હું બાર વર્ષનો હતો ત્યારનો મારા કાકા સાથે મુંબઇ આવ્યો હતો. મારા માતાપિતા મને નાનો મૂકી-ને જ મરી ગયા હતા એટલે કાકા કાકીએ જ મને ઉછેરી મોટો કર્યો હતો. કાકાની સાથે રહી હું પણ ધીમે ધીમે બધુ કામ શીખી ગયો. શરૂઆતમાં તો ત્રણ રૂપિયા પગાર કપડાલત્તાં અને ખાવું પીવું નક્કી કરીને મને એક શેઠને ત્યાં કાકાએ ગોઠવી દીધો. શેઠ માયાળુ અને શેઠાણી ભલાં ને દયાળુ હતાં એટલે મને સારી રીતે ફાવી ગયું.

'ધીમે ધીમે શેઠશેઠાણીનો હું માનીતો રામો થઇ પડ્યો. અને ત્યારથી તે અત્યાર સુધી હું તેમની સેવા કરતો આવ્યો છું. આજે તો શેઠને ત્યાં અનેક નોકર ચાકરો છે અને તે બધાના જમાદાર તરીકે હું રહું છું પણ હજી યે શેઠ

શેઠાણીની નાની મોટી બધી બાબતો પર હુંજ દેખરેખ રાખું છું. શેઠની પથારી હુંજ પાથરૂં, મારા સિવાય કોઇ કરે તો શેઠજીને ઊંઘજ ન આવે. શેઠનો હુક્કો પણ હુંજ ગડાકુ મૂકીને દેવતા ભરીને તૈયાર કરી આપું અને પછી તકિયા પર આડા પડી શેઠજી ગુડ ગુડ ગુડ કરતા ધૂમાડાની જે શેડ કાઢે તે તો તેમને જેમણે જોયા હોય તેજ જાણે!

'હુક્કાની મસ્તીમાંજ એમના આખા દિવસની મગજમારી શાંત થઇ જાય અને પાછા બીજે દિવસે બજારમાં કયા સોદા કરવા છે, કોની વેચ-વાલ છે તે બધી ગડભાંગ કરવા પણ તૈયાર. દિવસ ઉગે કે શેઠ પાછા તાજામાજા તૈયાર.

'એક હસવા જેવી વાત કહું. હું તે વખતે સોળેક વરસનો ખરો. તે વખતે શેઠ શેઠાણીને મોટી ઉમર છતાં ફરજંદ નહિં. એક વખત શેઠને ત્યાં કોઇ મોટા શેઠ કલકતાથી મહેમાન તરીકે આવ્યા હતા. સવારના પહોરમાં તેમના ઓરડામાં હું ઝાડુ મારતો હતો ત્યાં તેઓ મને કહે 'અરે ભાઇ! તું કેમ ઝાડુ કાઢે છે! રહેવા દે, રહેવા દે, નોકર કાઢી નાખશે!' અને એમ કહેતા કહેતા તેઓ શેઠજી પાસે ગયા અને કહે 'અરે શેઠ! તમે-

પણ કેવા મખ્ખીચુસ છો. નોકરો કેમ રાખતા નથી?'

શેઠને આવા પ્રકારના ધડાકાથી નવાઇ લાગી તેમણે પૂછ્યું: 'કેમ શું થયું? કાંઇ તકલીફ તો નથી પડીને!'

પેલા શેઠે તેમને કહ્યું: 'જુઓ શેઠ! મારા ઓરડામાં તમારો મોટો દીકરો જાતે ઝાડુ કાઢે છે. આ તે કાંઇ શોભારૂપ કહેવાય!'

અને આ સાંભળતાં જ શેઠ શેઠાણીના પેટમાં ગોટા વળે એટલું બધું હસવું આવ્યું.

આખરે માંડ માંડ હસવું ખાળીને શેઠ બોલ્યા: 'અરે મારા શેઠ! એ તો અમારો રામો છે રામો! અમારે પેટે ક્યારે ફરજંદ છે!' અને તે સાંભળતાં જ શેઠાણીની આંખનો ખૂણો ભીનો થયો અને તેમણે મોઢું ફેરવી દીધું.

પેલા શેઠ કહે: 'માફ કરજો શેઠ!'

આમ ગોસ મોટાળો થવાનું કારણ તમને ખબર છે? અમે વાસણ કુસણ અજવાળીએ, કપડાં લત્તાં ધોઇએ, ઝાડુ ઝપટ્ટુ કરીએ પણ અમારા કપડાંને ડાઘ પડવા ન દઇએ. એવા અમે સ્વચ્છ અને સુઘડ છીએ અને તેથી જ અમારૂં કામ અમારાં શેઠ શેઠાણીને ગમે છે. અમારી સ્વચ્છતા

ના પરિણામ રૂપ મારૂં તદ્દન ધોળા બગલાની પાંખ જેવું ધોતિયું અને બંડી જોઇને પેલા શેઠ ભૂલાવામાં પડી ગયા હતા.

અમો લોકો પ્રમાણીક પણ ખૂબ. નાની મોટી વસ્તુ શેઠના ઘરમાં પડી હોય પણ હાથ ન અડકાડીએ. અને તેથી શેઠ અમારા વિશ્વાસે ઘર ખુલ્લા મૂકીને બહાર ફરે હરે. તમે તો છાપાં વાંચો છો. તેમાં અનેકવાર ચોરીઓની વાત આવે છે પણ તે શેઠને ત્યાં કામ કરતા રામાની તો નહિંજ બીજા કોઇ માણુસનીજ. હાં પણ કોકવાર ચોખામાં જેમ કાંકરો આવે તેમ કોઇ રામાની બદદાનત થાય અને તે હાથ મારે, પણ પછી અમારા લોકનો સંપ એવો કે અમે તે રામાનો બહિષ્કાર કરીએ તેથી તે સીધો દોર થઇ જાય. ઠીક સાહેબો! 'આ તો મેં ખૂબ લાંબુ લાંબુ બોલી નાખ્યું. તમને બધાને ખૂબ કંટાળો આવ્યો હશે એટલે હવે રજા લઇશ, કારણ કે મારે પણ આ સભામાંથી શેઠ ઘેર પધારે તે પહેલાં તેમનાં હુક્કા પાણી તૈયાર રાખવાં પડશે ને?' નમસ્કાર કરી રામો વિદાય થયો અને તેને વિદ્યાર્થીઓ તેમજ અન્ય સજ્જનોએ તાળીઓથી વધાવી લીધો.

વ્યાખ્યાનમાળાની પૂર્ણાહુતિ થઇ અને તેના અંતે બે શબ્દ બોલવા ભરતકુમાર મંચ પર આવ્યા. તેમણે ઉપસંહાર કરતાં કહ્યું:

'સન્નારીઓ! સજ્જનો! અને વિદ્યાર્થીઓ! આજની વ્યાખ્યાનમાળા ગોઠવવાનું માન ચિ. બાબુને જાય છે. આ વર્ષના વાર્ષિક ઉત્સવ વખતે કાંઇક નવીનતા દાખલ કરવા માટે તેણે વ્યાખ્યાન-માળા ગોઠવવાનો પસ્તાવ મૂકયો. 'મહાન ગુજ-રાતીઓ'ની વ્યાખ્યાનમાળા નકકી થઇ પણ મહાનુભાવોને દેશના અત્યંત જરૂરી કાર્યના રોકાણ અંગે સમયનો અભાવ હતો એટલે હવે શું કરવું તેની બાબુને મુંઝવણ થઇ.

'એના મગજમાં એક અનોખો જ વિચાર સ્ફૂર્યો અને તે આજની પરદેશી ગુજરાતીઓની વ્યાખ્યાનમાળા. હું જોઇ શકયો છું કે આપને સહુને તેમ જ શાળાના વિદ્યાર્થીઓને તેમાં રસ પડ્યો છે અને તેથી હું બાબુને અભિનંદન આપું છું. ભવિષ્યમાં તે આથી યે મહાન કાર્યો કરવા શકિતમાન બને એવો તેને શાળા તરફથી હું આશીર્વાદ આપુ છું. આપ સહુએ અત્રે પધારી અમને આભારી કર્યા છે તે બદલ હું આપનો

આભારી છું.'

બાબુએ પોતાને મળેલા માન બદલ આભાર માન્યો અને પોતાને આશીર્વાદ આપવા માટે ગુરુજીનો આભાર માની પોતે ફરજ સિવાય કાંઈજ વધુ કર્યું નથી તેમ કહ્યું અને આવી રીતે સમારંભનો સફળ અંત આવ્યો.



# સોનાની વીંટી

બાબુ અને તેના મિત્રો કનુ, ગનુ અને મીનુ એક દિવસ સાંજે નદી કિનારા પર ફરતા હતા. ત્યાં બાબુની નજર રેતીમાં પડેલી એક ચળકતી વસ્તુ પર પડી. તેણે ત્યાં જઇને જોયું તો સોનાની સુંદર મોનોગ્રામવાળી એક વીંટી જોઇ. આ વીંટી કોની હશે તે માટે મિત્રો વચ્ચે ચર્ચા થઇ અને હવે તેને માટે શું કરવું તેનો એમણે વિચાર કરવા માંડ્યો.

બાબુએ કહ્યું: 'આપણે આપણા ગામના સ્થાનક સમાચાર માટેનું જે જાહેર બૉર્ડ છે તેના પર એક જાહેરાત કરીએ કે અમોને એક સોનાની

વીંટી મળી છે તે જેની હોય તે ખાત્રીબંધ નિશાની આપીને લઇ જાય.'

બધાને આ વિચાર ગમ્યો અને તેથી બીજે દિવસે સવારે બાબુએ પોતે સ્થાનિક બૉર્ડ પર જાહેરાત કરીને જણાવ્યું કે જેની વીંટી ખોવાઇ હોય તેણે સાંજના પાંચથી સાતના ગાળામાં 'કિરણ વિલા' માં આવી ખાત્રી આપી પોતાની પાસેથી લઇ જવી.

બાબુ શાળામાંથી ઘેર આવ્યો અને હાથ મોં ધોઇને સ્વસ્થ થયો ત્યાં જ એક મારવાડી ગૃહસ્થ અંદર આવ્યા અને કહ્યું: 'તમને સોનાની વીંટી જડી છે તે કદાચ મારી હશે. કારણ કે મારી વીંટી આઠેક દિવસ ઉપર ખોવાઇ છે.'

બાબુએ પૂછ્યું: 'તે વીંટી કયાં ખોવાઇ હતી?'

ગૃહસ્થે કહ્યું: 'બજારમાં.'

બાબુએ કહ્યું: 'ત્યારે તો સાહેબ! માફ કરજો. આ વીંટી અમને બજારમાંથી નથી મળી.'

અને એ ગૃહસ્થે બાબુની રજા લીધી.

થોડીવાર પછી એક પારસી બાનુ ધસમસ્યાં અંદર આવ્યાં અને બોલ્યાં: 'એઇ પોરિયા! તને

વીંટી જડી છે તે મને આપી દે. તે તો મારી છે. પરમ દીને તે ખોવાઇ ગઇ છે.'

એક શ્વાસે હજી કેટલું યે તેઓ બોલી નાખત પણ બાબુએ તેમને પૂછ્યું: 'પણ બાઇ સાહેબ! જરા કહો તો ખરાં કે તમે તેને ક્યાં ગુમાવી હતી? તેના પર શી નિશાની છે? અને તે કેવી છે?'

બાનુ બોલ્યાં: 'કેવી તે વળી સોનાની. નિશાની વીંટી પર શાની હોય? અને ક્યાં ખોવાઇ તે તું શાનો પૂછેછ રે! તેની મુને ખબર હોત તો બાવા! હું જાતે જ નહિં શોધી લેવત કે!'

બાબુએ કહ્યું: 'માફ કરજો બાનુ, ત્યારે એ વીંટી તમારી નથી. આવજો.' અને બાનુ ધમપછાડા કરતાં ચાલ્યાં ગયાં.

ત્રીજો આવ્યો એક અપ ટુ ડેટ યુવાન. એણે કહ્યું: 'એઇ મીસ્ટર, કાલે તમને જે વીંટી મળી છે તે મારી છે. મારા સસરાએ મને તે ભેટ આપી હતી. તેના પર કમળનું ફૂલ કોતરેલું છે અને તે બાગમાં ખોવાયાનું મને યાદ છે.'

બાબુએ તેમને કહ્યું: 'મહાશય, મારી પાસેની વીંટી પર નથી કમળનું ફૂલ કે તે મને નથી મળી

બાગમાંથી. માટે આપ પધારો. તે આપની નથી.'

અને યુવાન વિદાય થયો.

ચોથો આવ્યો ચંડાળ ચોકડીનો પક્કો બદમાશ. એણે આવતાની સાથે જ બાબુને ધમકાવતાં કહ્યું: 'એ છોકરા! બતાવ કેવી છે તને મળેલી વીંટી?'

બાબુએ ગભરાયા વિના પૂછ્યું: 'તેનું તમારે શું કામ છે? તમારી વીંટી ખોવાઇ છે?'

પેલાએ કહ્યું: 'હા. ત્યાર વિના તારે ત્યાં આવતા હોઇશું કેમ?'

બાબુ બોલ્યો: 'તો કહો તે કેવી છે અને તેના પર કાંઇ નિશાની છે? તમે તે ક્યાં ખોઇ હતી?'

પેલાએ જોયું કે છોકરો ચબરાક છે તેથી તેણે કહ્યું: 'કેવી હોય તે વળી સોનાની અને તે તારી પાસે છે તેજ. બીજી ક્યાંથી હોય! અને તે ખોવાઇ ક્યાં તો આ ગામમાંજ. ચાલ જલદી આપી દે. મારે મોડું થાય છે.'

બાબુએ નિડરપણે કહ્યું: 'તમે મને નિશાની આપતા નથી અને દાદાગીરી કરો છો તેથી લાગે છે કે તમે વીંટી ખોઇ નથી અને વીંટી તમારી નથી માટે જે રસ્તે આવ્યા છો તે રસ્તે ચાલતી પકડો. મારે બીજાં ઘણાં કામ બાકી છે.'

'એમ તું શાનો માને?' કહીને બદમાશે પોતાની બાથમાં બાબુને પકડવા હાથ લંબાવ્યા પણ ચપળ બાબુ તરત જ ખસી ગયો. બદમાશે તેને મારવાને મુક્કી ઉગામવા હાથ ઉંચો કર્યો અને મારવા જાય છે ત્યાં આ શું?



હાથ નીચો કેમ નથી ઉતરતો! તેણે પાછું જોયું તો તેનો હાથ કોઇએ મજબુત રીતે પકડયો હતો. બાબુની નજર તેના પિતા પર પડતાંજ તેને સંતોષ થયો અને તે બોલી ઉઠયો: 'પિતાજી! આ બદમાશ મને મારવા આવે છે.'

'કેમ અલ્યા! બાળકે તારૂં શું બગાડયું છે તે તેના પર તું આવો હુમલો કરે છે?' જયંતકુમારે પૂછયું.

પણ બદમાશને જવાબ દેવાની પડી ન હતી. તે તો પોતાનું કાંડું છોડાવીને નાસવાની તજવીજમાં પડ્યો હતો. એ ઉપરથી જયંતકુમારને તે પક્કો ગઠિયો હોવાની ખાત્રી થઇ અને તેમણે બૂમ મારી: 'અરે કોઇ બહાર છે કે?'

બૂમ સાંભળતાંજ રામો અને તેમની ઑફિસનો પટાવળો અંદર દોડી આવ્યા અને તેમણે પેલા બદમાશને જકડીને બાંધ્યો અને પોલીસ ચોકીપર લઇ જઇને સોંપી દીધો. આ બધી વીધિ પતાવ્યા પછી જયંતકુમાર બાબુ તરફ ફરીને બોલ્યા: 'બાબુ! શું હતું એ?'

બાબુએ તેમને પોતાને વીંટી કેવી રીતે મળી હતી અને તે લેવાને માટે સ્થાનીક બૉર્ડ પરની જાહેરાત વાંચી કોણ કોણ આવ્યા હતા અને તેમણે શું શું કહ્યું તે બધું વિગતે કહ્યું ત્યારે જયંતકુમારને હસવું આવ્યું, અને તે બોલ્યા: 'બાળકબુદ્ધિ, બાબુ! આ તો નરી નાદાની કહેવાય. ગાંડા! તારે મને તો વાત કરવી હતી! એ તો હું

વખતસર આવી પહોંચ્યો, નહિં તો પેલો બદમાશ તને માર મારીને વીંટી પડાવીને ચાલ્યો જાત. હવેથી એવી છોકરવાદી કરીશ નહિં. જોવા દે મને એ વીંટી.'

બાબુએ તેમના હાથમાં વીંટી મૂકી તે જોઇ તેમણે કહ્યું: 'તારે જો એ વીંટીના મૂળ માલિકને શોધવો હતો અને તેને આપવી હતી તો તારી શાળાના મુખ્ય શિક્ષક અથવા તો મને તારે વીંટી આપવી જોઇતી હતી. આ તો તું ભાગ્યશાળી કે હુમલામાંથી અણીને વખતે બચી ગયો.'

આ સંવાદ ચાલતો હતો ત્યાં બહારથી પટાવાળાએ આવીને કહ્યું: 'સાહેબ! કોઇ ગુજરાતી બાઇ બાબુભાઇને મળવા આવી છે.'

'આવવા દે' કહી જયંતકુમારે બેઠક લીધી.

પેલી બાઇ અંદર આવી એટલે જયંતકુમારે તેને બેસવા કહ્યું અને પછી પૂછ્યું: 'આપને કેમ આવવું થયું?'

'આપજ બાબુભાઇ કે?' પેલી બાઇએ પૂછ્યું.

'નાજી, હું બાબુનો પિતા. બાબુ તો તમારી સામે બેઠો છે તે મારો પુત્ર. આપને શું કામ છે?' જયંતકુમારે તેને પૂછ્યું.

'મારી સોનાની વીંટી ખોવાઇ છે. મેં બૉર્ડ પર જાહેરાત વાંચી એટલે એ વીંટી લેવા આવી છું.' પેલી બાઇએ મંદ અવાજે કહ્યું.

'પણ તમારી વીંટી ક્યાં ખોવાઇ છે અને તેના પર તમારી પોતાની કાંઇ નિશાની છે ખરી?' જયંતકુમારે તેને પૂછ્યું.

પેલી મુગ્ધા આ પ્રશ્ન સાંભળતાં શરમાઇ અને તે બોલી: 'ગઇ કાલે અમે—હું અને મારા પતિ નદી કિનારે ફરવા ગયા હતા. ત્યાં રેતીમાં મારા હાથ નાંખી હું રમત કરતી હતી તે વખતે મારી વીંટી સરી પડી હતી. પણ મને તેનું ભાન રહ્યું ન હતું. સાંજે ઘેર ગઇ ત્યારે મારા પતિની નજર મારી આંગળી પર પડી અને તેમણે મને પૂછ્યું ત્યારે જ મને ખબર પડી કે વીંટી ખોવાઇ છે. એ જાણી મને આખી રાત ઊંઘ પણ આવી નથી. સવારે બજારમાં નીકળી ત્યારે જાહેરાત વાંચી તેથી તપાસ કરવા આવી છું.'

એક નિશાની મળતી આવી એટલે જયંતકુમારે તેમને પૂછ્યું: 'હા. વીંટી રેતીમાંથી જ મળી છે પણ કહેશો તેના પર કાંઇ નિશાની છે ખરી?'

પેલી સ્રીએ કહ્યું: 'હાજી, એના પર મીના-

ફારી મોનોગ્રામ છે અને તેમાં મારું અને મારા પતિનું નામ છે 'એન અને એસ.' આપની પાસે એ વીંટી હોય તો મને આપો.'

'તમારી નિશાની બરાબર છે. લ્યો આ તમારી વીંટી.' કહી જયંતકુમારે વીંટી પેલી બાઇને આપી.

'આપનો અત્યંત આભાર.' પેલી બાઇએ ગદ્‌ગદ્‌ અવાજે પોતાની પ્રિય વીંટી પાછી મળતાં આનંદપૂર્વક કહ્યું અને પછી પોતાની પર્સમાંથી પાંચ રૂપિયાની નોટ કાઢી બાબુ તરફ હાથ લંબાવી કહ્યું: 'બાબુભાઇ, લ્યો આ મારી ભેટ. તમને જો વીંટી ન મળી હોત તો બીજા કોઇના હાથે ચઢત અને મને તે મળત નહિં.'

'નાજી, આપનો આભાર! મેં કાંઇ બદલા માટે આ કામ કર્યું નથી.' બાબુએ કહ્યું.

પેલી બાઇએ જયંતકુમાર તરફ ફરી કહ્યું: 'આપ કૃપા કરીને બાબુભાઇને કહોને કે તે મારી ભેટનો સ્વીકાર કરે.'

જયંતકુમાર બોલ્યા: 'ના બહેન! એમ ન થઇ શકે.' અને પછી પેલી બાઇ પોતાને ઘેર રવાના થઇ.

બીજે દિવસે પોતાના પતિ સાથે તે પાછી

ફરી અને બાબુ અને તેના પિતાનો તેમની સાથે પરિચય કરાવ્યો. પતિએ બાબુ અને જયંતકુમાર સાથે ઉમળકાભેર હસ્તધૂનન કરીને તેમનો આભાર માન્યો.



# અખિલ ગુજરાત હસ્તલીખિત સામયિક પ્રદર્શન

નાતાલની રજાઓ દરમિયાન મુંબઈમાં અખિલ ગુજરાત હસ્તલીખિત સામાયિક પ્રદર્શન ભરાશે એવી મતલબની જાહેરાત એક દિવસ વર્તમાન-પત્રમાં પ્રકટ થઈ.

મહા ગુજરાતની શાળાઓ ઉપર આ વિષે એક પરિપત્ર મોકલવામાં આવ્યો અને તેમાં દર્શાવવામાં આવ્યું કે પ્રદર્શન સમિતિ જે સામયિક સર્વશ્રેષ્ઠ તરીકે પસંદ કરશે તેને એક સુવર્ણપદક અને ત્યાર પછીના બીજા ત્રણને રજતપદક અર્પણ કરવામાં આવશે.

જાહેરાત દિવાળીની રજાઓ પડતાં પહેલાં થઇ હતી એટલે દરેક શાળાએ પોત પોતાનાં હસ્ત-લીખિત માસિકને સંપૂર્ણ ઠાઠમાઠથી સજવાને માટે શિક્ષક અને વિદ્યાર્થીઓની એક સમિતિ નીમી કામની વહેંચણ કરી દીધી હતી.

ભારતી વિદ્યાલયના નિયામકે વિદ્યાર્થી પંચના પ્રમુખને પણ પ્રદર્શન માટે એક સુંદર હસ્તલીખિત અંક તૈયાર કરવા સૂચન આપ્યું હતું અને તે પ્રમાણે વિદ્યાર્થી પંચ તરફથી સુરેશ દેશાઇની તેની વ્યવસ્થા અને સુશોભન માટે નિમણુક થઇ હતી.

દિવાળીની રજાઓ દરમિયાન લેખો, ચિત્રો, સુશોભનો, કાવ્યો, ટુચકાઓ, વગેરે વિદ્યાર્થીઓ તરફથી તૈયાર થઇને સુરેશ દેશાઇ તરફ આવવા માંડ્યાં. સુરેશ દેશાઇએ એ બધામાંથી પસંદ કરીને અંક તૈયાર પણ કરાવી દીધો. સુરેશ દેશાઇ પક્ષપાતી હતો એટલે તેણે પોતાના મિત્રોના જ લેખો, કાવ્યો વગેરે પસંદ કર્યાં અને તેથી અંકની જોઇએ તેવી ઝળક આવી નહિં.

રજાઓ પછી જ્યારે શાળા ખૂલી ત્યારે ભરત-કુમારે સંપાદકને બોલાવીને પૂછપુરછ કરી એટલે તેણે ઉત્સાહ પૂર્વક કહ્યું:

'સાહેબ! અંક તૈયાર છે. આપ કહો તો લઇ આવું. ઘણો સુંદર અંક છે.'

પોતાની જાતે જ આત્મશ્લાઘા કરીને એણે વખાણ કર્યાં.

'ઠીક ત્યારે લઇ આવો. આજે સાંજના વિદ્યાર્થીપંચ સમક્ષ આપણે તે તપાસી જોઇશું.' ભરતકુમારે તેને કહ્યું.

સાંજે સાડાચાર વાગે સભાગૃહમાં વિદ્યાર્થી પંચ અને ભરતકુમાર મળ્યા. તે વખતે સુરેશ દેશાઇએ પોતાનો અંક રજૂ કર્યો અને ભરતકુમારે તેમાંના લેખો પંચના પ્રમુખ પુષ્પવદનને વાંચી સંભળાવવા કહ્યું.

પહેલી જ સંપાદકીય નોંધમાં સુરેશ દેશાઇએ પોતાનાં ખૂબ વખાણ કરીને પોતે અંક તૈયાર કરવામાં કેવી કેવી જહેમત ઉઠાવી હતી તે માટે લંબાણ વિવેચન કર્યું હતું. ભરતકુમારને સુરેશની આવી આત્મશ્લાઘા ખૂંચી પરંતુ તેઓ કાંઇ બોલ્યા નહિ. નોંધ વંચાઇ રહ્યા પછી પંચના સભ્યોને તે માટે અભિપ્રાય આપવા કહ્યું. બધાને આવા પ્રકારની સ્વાર્થપટુતા પ્રત્યે તિરસ્કાર જન્મ્યો અને તેમણે બધાએ કહ્યું: 'સાહેબ! આ તે

સંપાદકીય નોંધ છે કે આત્મશ્લાઘા પુરાણ! આવા પ્રકારનો અંક પ્રદર્શનમાં નહિ જ મોકલી શકાય. આથી તો શાળાની માનહાનિ થાય.'

એ સાંભળી સુરેશનું મોઢું પડી ગયું. પણ એણે તમાચો મારી ગાલ લાલ રાખવા ખાતર કહ્યું: 'પણ સાહેબ! લેખો અને બીજા સાહિત્યની મારી પસંદગી તો જુઓ.'

'હા. પુષ્પવદન! તમે સાંકળિયું વાંચી જાઓ તો.' ભરતકુમારે કહ્યું.

પુષ્પવદને સાંકળિયું વાંચવા માંડયુ ત્યારે તો બધા જ સભ્યોને ખૂબ હસવું આવ્યું કારણ કે ઘણા ખરા લેખો શાળાના પુસ્તકોમાંથી ઉતારા રૂપે કે ભાષાંતર રૂપે હતા. કાવ્યો પણ એવાં જ નિર્જીવ હતાં એટલે બધાએ સર્વાનુમતે અંકને નાપાસ ઠરાવ્યો, અને આવો અંક પ્રદર્શનમાં નહિં મોકલાય એમ નક્કી કર્યું.

બાબુ વિદ્યાર્થીપંચનો સભ્ય હતો. એણે જ્યારે પંચનો નિર્ણય સાંભળ્યો ત્યારે એને પહેલાં તો સુરેશ દેશાઇની દયા આવી, પછી એને વિચાર આવ્યો કે સુરેશ દેશાઇ આવી રીતે હલકો પડ્યો તે તો ઠીક, પણ શાળા તરફથી પ્રદર્શનમાં અંક

મોકલવા બાબતના નિર્ણયનું શું ?

તે આખી રાત એને પોતાની શાળાના અંકનું શું કરવું? એજ વિચારો આવ્યા કર્યા અને પ્રાતઃકાલે એણે નિર્ણય કર્યો કે ગમે તેમ થાય પણ પોતાની શાળાનો અંક પ્રદર્શનમાં જવોજ જોઇએ. તે માટે પોતે જ કમર કસવા નિશ્ચય કર્યો અને સવારે એના મિત્રો જ્યારે મળ્યા ત્યારે તેમને પોતાનો વિચાર જણાવ્યો અને તેઓ શું શું સહકાર આપશે તે પૂછ્યું. મીનુ તરત જ બોલી ઊઠ્યો: 'બાબુ! હું તને રમુજી ટુચકાઓ લખી આપશ.'

કનુએ કહ્યું: 'બાબુ! અંક સુશોભનના કામનો ભાર મારે માથે. આજ વર્ષે હું ડ્રોઇંગની છેલ્લી પરીક્ષામાં પાસ થયો છું એટલે મને મારી કળાનો ઉપયોગ કરવાની તક મળશે.'

ગનુએ કહ્યું: 'આપણે તો કાંઇક ઉર્દૂ લખવું હશે તો લખીશું. હા, પણ બાઇન્ડીંગ મને સરસ આવડે છે, એટલે હું અંકનું બાઇન્ડીંગ કરી આપીશ. એવું તો સરસ બાઇન્ડીંગ કરીશ કે બધા અંક જોયાજ કરે.'

બાબુને પોતાના મિત્રોનું પ્રોત્સાહન મળતાં

એનો ઉત્સાહ અનેકગણો વધી ગયો. એણે પોતાના મિત્ર મંડળમાં તાજા જ ભળેલા જિનેન્દ્ર ભાવસાર તરફ નજર કરી અને પૂછ્યું: 'હાં પણ જિનેન્દ્ર! તું શું કરીશ?'

જિનેન્દ્રે તરત જ કહ્યું: 'વિજ્ઞાન વિષયક લેખો હું અંકને માટે બે ત્રણ તૈયાર કરીશ. તમને તેમાંથી જે પસંદ પડે તે રાખજો.'

મિત્રોની ગુફ્તેગો ચાલતી હતી ત્યાં બાબુની નાની બેન કિરણબાળા આવી લાગી અને ભાઇને પૂછ્યું! 'કેમ મોટાભાઇ! સવારના પહોરમાં શી મસલત ચાલે છે?'

બાબુએ કહ્યું: 'કિરણ! તારા અક્ષર સુંદર છે. તું અમને મદદ કરીશ?'

'પણ પહેલાં કહો તો ખરા કે શાની મદદ જોઇએ છે?' કિરણે ટહુકો કર્યો.

'બેસ અહીં. સાંભળ, આપણી શાળાનો અંક અમે છૂપી રીતે તૈયાર કરવા નક્કી કર્યું છે. બધા મિત્રોએ પોતપોતાની રાજીખુશીથી પોતાને આવડતું કામ ઉપાડી લીધું છે એટલે તું પણ ધારે તો અમને તારા સુંદર મરોડદાર હસ્તાક્ષરથી અંક લખવાને મદદ કરી શકે.' બાબુએ પોતાની યોજના

સમજાવી અને તરત જ કિરણે હા ભણી.

પછી તો અંક તૈયાર કરવાનું તડામાર કામ ચાલ્યું. નવેમ્બર મહિનાની આખર સુધીમાં તો બધી સામગ્રી એકઠી થઇ ગઇ અને પછી એક અઠવાડિયામાં તો તેમાંથી બાબુએ સર્વોત્તમ લેખો, ચિત્રો, વાર્તાઓ, અને કાવ્યો પસંદ કરીને કિરણ-બાલાની મદદથી લેખન કાર્ય પુરૂં કરી દીધું. કનુએ સુશોભનનું બાકીનું કાર્ય કરી નાખ્યું.

અંક તૈયાર થયો કે ગનુને તેનું બાઇન્ડીંગ કરવાનુ કામ સોંપ્યું. બધાની નવાઇ વચ્ચે કોઇ અચ્છા બાઇન્ડરની અદાથી ગનુએ તેનું સુંદર બાઇન્ડીંગ કરી આપ્યું.

ડિસેમ્બરની આઠમી તારીખે બાબુએ રજીષ્ટર પોસ્ટથી અંકને પ્રદર્શન સમિતિ પર–'સુરેશ દેશાઇ, સંપાદક 'ભારતી'– ન નામે મોકલી આપ્યો. પછી ખૂબીપુર્વક શાળાનો ચપરાશી જ્યારે પહોંચ લઇ આવ્યો ત્યારે સુરેશ વતી એણે પહોંચ લઇને પોતાની પાસે રાખી મૂકી.

પ્રદર્શન બરાબર વખતસર ભરાયું.

મહા ગુજરાત – બૃહદ ગુજરાતનો 'જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત'

દૂર દૂર દેશાવરથી પણ પોતપોતાનો ફાળો આવી ગયો. આમ આફ્રિકા, બર્મા, અને હિંદુસ્તાનના એકેએક ભાગમાંથી: બંગાળ, બિહાર, મદ્રાસ, મહારાષ્ટ્ર વગેરે જે જે પ્રાંતમાં ગુજરાતી શાળાઓ ચાલતી હતી ત્યાંથી અંકો આવી ગયા હતા.

પ્રદર્શનની ઉદ્દ્ઘાટન ક્રિયા થઇ અને તે દિવસની સભામાં પરીક્ષક સમિતિ નિમાઇ. સમિતિએ આઠ દિવસ સુધી બધા અંકો જોઇ તપાસી પોત પોતાની નોંધ તૈયાર કરી. છેલ્લે દિવસે: ૩૧ મી ડિસેમ્બરના દિવસે બધી નોંધો એકઠી કરી સૌથી વધુ ગુણાંક કોને મળે છે તેનો સરવાળો કરી જોયો, તો ભારતીને ફાળે ૧૦૦ ગુણમાંથી ૯૫ ગુણાંક આવતા હતા એટલે તેને સુવર્ણ ચંદ્રક આપવાનો નિર્ણય થયો. તે પછીના અંકો તરીકે બર્માના 'બ્રહ્મી ગુજરાત,' બંગાળના 'પદ્મ' અને સૂરતના 'સૂર્યપુત્ર' ને પસંદગી મળી. તે પ્રમાણે પહેલી જાન્યુઆરીના દિવસે જાહેરાત થઇ.

ત્રીજી જાન્યુઆરીએ શાળા ખૂલી ત્યારે સૌ કોઇની અજાયબી વચ્ચે ભરતકુમારે 'ભારતી' ને સુવર્ણચંદ્રક મળ્યા બાબતની જાહેરાત કરી અને સુરેશ દેશાઇને અભિનંદન આપ્યાં ત્યારે સુરેશ

દેશાઇએ કહ્યું: ‘ પણ સાહેબ ! પંચના નિર્ણય મુજબ મેં અંક પ્રદર્શનમાં મૂકયો જ નથી તેનું શું?’

ભરતકુમારને નવાઇ લાગી એટલે તેમણે તરતજ પ્રદર્શન સમિતિને પોતાની શાળાનો અંક જોવા માટે પાછો મોકલવા વિનંતિ કરી. પાંચમી તારીખે અંક એમને મળ્યો ત્યારે વિદ્યાર્થીપંચ સમક્ષ તે રજૂ કરવામાં આવ્યો.

સૌ કોઇને નવાઇ લાગી કે સુરેશ દેશાઇનો જે અંક નાપાસ કર્યો હતો તેનાથી તદ્દન જ જુદી પદ્ધતિનો આ અંક હતો. તેનું મુખપૃષ્ઠ ખોલીને જ્યારે અનુક્રમણિકા પર નજર નાખવામાં આવી ત્યારે તો બધાની અજાયબીનો પાર રહ્યો નહિં, કારણ કે તેમાં વિવિધ વસ્તુઓનો રસમય થાળ પીરસવામાં આવ્યો હતો. એટલે બધાને લાગ્યું કે ભારતીને સુવર્ણપદક મળવો જ જોઇએ અને એ એને મળ્યો તે માટે કાંઇ વિશેષતા નથી પણ આ બધા પાછળનો અદૃશ્ય હાથ કયો? બધા વિચારમાં પડી ગયા.

એટલામાં જ ગનુ, કનુ અને મીનુ સભાગૃહમાં આવતા દેખાયા એટલે બાબુએ તેમને ચૂપ રહેવા સંજ્ઞા કરી, પણ તે બહુ જ મોડી હતી કારણ કે

મીનુ મસાણીનો સ્વભાવ ઉતપાતિયો હતો એટલે તે આવતાં વેંત જ બોલી ઉઠયો: 'કેમ સાહેબ! ભારતીને જ સુવર્ણપદક મળ્યો ને?'

ભરતકુમારે તેના તરફ દ્રષ્ટિ કરીને પૂછ્યું: 'હા, પણ મસાણી! તમે જાણો છો કે આ અંક કોણે તૈયાર કર્યો?'

'ઓહો સાહેબ! એ તો આપણા બાબુનું પરાક્રમ! એને જે દિવસે ભારતીને પ્રદર્શનમાં નહિ મોકલવાનો નિર્ણય થયો ત્યારથી ચટાપટી લાગી અને ચેન પડયું નહિ એટલે એણે એકલે હાથે અંક તૈયાર કરવાનું બીડું ઝડપ્યું અને સાહેબ! પેલી વાત છે ને કે 'ગુપત દાન' થાય તે ઉત્તમ દાન કહેવાય, તેમ એણે સુરેશ દેશાઇ-ના જ નામે અંક પ્રદર્શનમાં મોકલાવી દીધો.' મીનુ બોલ્યો.

બધાની નજર બાબુ ઉપર કેન્દ્રિત થઇ. બાબુ શરમથી લાલ લાલ થઇ ગયો ત્યાંજ ભરતકુમાર બોલ્યા: 'બાબુ! ધન્ય છે તારા સાહસને! તેંજ આપણા વિદ્યાલયને આવુ મોટું માન અપાવ્યું છે અને તે પણ કોઇ ન જાણે તેમ. પણ કહે તો ખરો કે તેં આ કામ એકલા હાથે ટુંકા વખતમા

કઇ રીતે કર્યું ?'

'સાહેબ! મારા એકલાનું આ પરાક્રમ નથી. આપ સાહેબ એની અનુક્રમણિકા તપાસો અને સંપાદકની નોંધ વાંચી જુઓ તો આપને અંક તૈયાર કરવામાં કોનો કોનો ફાળો છે તે તરત જ સમજાઇ જશે.' બાબુએ કહ્યું.

ભરતકુમારે અંક ઉપર હવે વિશેષ ધ્યાન આપ્યું. ત્યાંજ પુષ્પવદન બોલી ઉઠયો: 'સાહેબ! જુઓ તો ખરા! અંકના પુઠા પરનું ચિત્ર કેટલું સુંદર અને ભાવવાહી છે! નિરાશ ભારતમાતાને પગે બાળક ઘુંટણીએ પડે છે અને માતાના મુખ પર આશાનું કિરણ ઝળકે છે. તે બાળકને આશીર્વાદ આપે છે કે: હે બાળક! તારી મનઃકામનાઓ સિદ્ધ થાવ! તુંજ મારી ગુલામીની શૃંખલા તોડશે. આ રીતે આપણા વિદ્યાલયનું નામ ભારતી પણ યથાર્થ છે, કારણ કે આપણી શાળામાં આવાજ પ્રકારનું શિક્ષણ અપાય છે.'

સંપાદકની નોંધમાં સ્વલક્ષી કાંઇજ ન હતું. પોતે કાંઇજ કર્યું નથી પરંતુ અંકના લેખકોના સહકારના લીધેજ પોતે કાંઇક કરી શકયો છે એવા શબ્દો તેમાં લખેલા હતા.

ભરતકુમારે પૂછ્યું: 'બાબુ! અંકનું સુશોભન કાર્ય કોણે કર્યું છે?'

બાબુએ કહ્યું: 'સાહેબ! કનુએ.'

અને ભરતકુમારે કનુને અભિનંદન આપ્યાં. તે પછી કનુએ કોણે કોણે કેવો કેવો ફાળો આપ્યો હતો તે બધું વિગતવાર કહ્યું.

કિરણના સ્વચ્છ અને સુરેખ હસ્તાક્ષર, મીનુના મઝાના ખાટા મીઠી ટુચકાઓ, જિતેન્દ્રના વિજ્ઞાન વિષયક માહિતીપૂર્ણ સુંદર લેખો, અજ્ઞાત કવિનાં કાવ્યો અને ગનુનું સર્વોત્તમ બાઇન્ડીંગ એમ બધાનાં નામો પ્રગટ થયાં.

'હા, પણ એ અજ્ઞાત કવિ કયો છે તે તો કોઇ કહો.' ભરતકુમારે કહ્યું.

'સાહેબ! બીજો તે વળી કોણ હોય! આપણો બાબુજ.' ગનુ બોલી ઉઠયો.

અને સાચેજ બાબુનાં કાવ્યો ગેય અને ભાવ-પૂર્ણ હતાં. બાબુના લેખો પણ વિચારવાહી, સરળ છતાં આકર્ષક હતા.

'એકલે હાથે કંઇ તાળી પડે!' એ નામનો ગનુનો લેખ ઘણોજ સુંદર હતો. તેણે તેમાં હિંદુ મુસ્લીમ બે કોમ ભારતમાતાના બે હાથરૂપ

કલ્પીને ભારપૂર્વક જણાવ્યું હતું કે જ્યાં સુધી બે કામ એક રૂપ ન બને ત્યાં સુધી તાળી કેમ પડે અને શાંતિ કેમ સ્થપાય? પોતાની કોમનો દ્રોહ કરી હિંદુઓ સાથે ભેદભાવ પડાવનાર મૂર્ખ અને કમઅક્કલ હમ વતનીઓનો એણે તિરસ્કાર કર્યો હતો.

'દેશને શાની મુખ્ય જરૂર છે?' વાળો લેખ બાબુનો હતો. એણે તેમાં જણાવ્યું હતું કે જ્યાં સુધી કેળવણી—સાચી કેળવણી પ્રજાને મળે નહિ ત્યાં સુધી વતનનો ઉદ્ધાર સંભવીત નથી. તેમાં એણે મહાત્માજીની પાયાની કેળવણીનાં બારોબાર વખાણ કરી વિદ્યાર્થીઓને જીવન જીવવા માટે તાલીમ આપી તેમને સાચા નાગરીકો ઘડવાની આવશ્યક્તા વર્ણવી હતી, કારણ કે આધુનિક કેળવણી તો યંત્રની માફક ફક્ત કારકુનો જ કેળવે છે એમ તેણે સાબીત કર્યું હતું.

આવી અનેકવિધ બાબતો ચર્ચતો અંક સુવર્ણ પદક કેમ ન પામે?

ભરતકુમારે શાળાના બધા વિદ્યાર્થીઓ સમક્ષ પ્રવચન કરી બાબુએ શાળાને કેવું અપૂર્વ માન અપાવ્યું હતું અને તે પણ કેવી નિસ્પૃહ ભાવના-

થી તેનું વર્ણન કર્યું. તે પછી શાળા તરફથી બાબુને એક સુવર્ણ ચંદ્રક અર્પણ કર્યો. વિદ્યાર્થીપંચે પણ બાબુને એક માનપત્ર અર્પણ કર્યું. તેમાં બાબુનો શાળાની પ્રવૃત્તિઓમાં કેવો વિશિષ્ટ ફાળો હતો તે બધું વર્ણવી બાબુની કારકિર્દી હજી યે વિશેષ ઉજ્વળ નિવડો એમ પરમાત્માને પ્રાર્થના કરી હતી.

તે દિવસે સાંજે પોતાનો સુવર્ણપદક બાબુએ પોતાનાં માતા પિતાને બતાવ્યો ત્યારે તેમના હર્ષનો પાર રહ્યો નહિં.

બાબુની માતાએ તેને પોતાની પાસે ખેંચી એક મીઠું ચુંબન લીધું.



# પરીક્ષા

વાર્ષિક પરીક્ષા પાસે આવતી હતી. તેની તારીખ જાહેર થઇ ગઇ હતી એટલે હોંશિયાર અને મંદ બધાય વિદ્યાર્થીઓ તનતોડ મહેનત કરતા હતા. આખું વર્ષ રખડી ખાનાર લહેરીલાલાઓ પણ હવે આખી રાતના ઉજાગરાઓ વેઠીને અભ્યાસ ક્રમ પુરો કરવાની તડામાર તૈયારીમાં પડ્યા હતા.

ટ્યુશનો માટે પૈસાદાર લોકોનાં બાળકો ફાંફાં મારતાં હતાં. ચાંદીની ગોળીએ પોતાના ઠોઠ બાળકને પણ હોંશિયારમાં ખપાવવા માટે તવંગરો ભારે ભારે ટ્યુશનો આપવા તૈયાર હતા, પણ ભારતી વિદ્યાલયના શિક્ષકો કાંઇ લાલચુ કે લોભી ન હતા

કે તેમની લક્ષ્મીની લાલચમાં ફસાય. શાળામાં તેમને જોઇએ તે પ્રમાણમાં ભરપુર વેતન મળતું હતું, તદુપરાંત તેમની ઉત્તરાવસ્થામાં તેમને સહાયરૂપ થાય તે માટે પ્રોવીડંટ ફંડની વ્યવસ્થા હતી. તેમાંથી જરૂરને પ્રસંગે ઉછીનાં નાણાં પણ તદ્દન ટુંકા વ્યાજના દરે મેળવી શકાતાં. આટલું જ નહિં પરંતુ પ્રત્યેક શિક્ષકના તેમના વેતન પ્રમાણે ફરજિયાત વિમાઓ શાળા તરફથી લેવરાવાયા હતા અને તે વિમાનાં પ્રીમિયમ પણ સંસ્થા ત્રીજે ભાગે ભરવામાં સહાય આપતી, તેથી શિક્ષકો ખંતથી અને પ્રમાણીકપણે સંસ્થાને પોતાની જ ગણીને શાળાને મહાગુજરાતમાં સર્વશ્રેષ્ઠ બનાવવામાં સહાયરૂપ બન્યા હતા.

બાબુ શાળામાં નિયમીત જતો હતો અને ત્યાં શાળામાં જે જે શિખવાય તે પર પૂરૂં ધ્યાન આપતો હતો. એટલું જ નહિં પરંતુ ઘેર આવીને દરરોજજના પાઠ દરરોજ તૈયાર કરવાની એની ટેવ હતી. રવિવાર કે રજાના દિવસે પોતાને ચાલેલા પાઠોનું પુનરાવર્તન કરી લેતો એટલે એને વાર્ષિક પરીક્ષાનો હાઉ ડરાવતો નાહ. એને ફક્ત પોતાનો નંબર પ્રથમ આવે તે માટે મહેનત કરવાની જરૂર

રહેતી. આ વર્ષે એના વર્ગમાં બહાર ગામથી એક અત્યંત તેજસ્વી વિદ્યાર્થી આવ્યો હતો અને તેથી તેની હરિફાઇ કરીને પોતાનો હરહંમેશનો પ્રથમ નંબર જાળવવા માટે એણે પણ કમર કસી હતી.

વાર્ષિક પરીક્ષા આવી અને પૂરી પણ થઇ. બધા પ્રશ્નપત્રો બાબુએ ઘણી સારી રીતે છોડ્યા હતા અને તેથી તેને સંતોષ હતો, છતાં જ્યારે પરિણામ બહાર પડ્યું ત્યારે એની નિરાશા વચ્ચે પેલો બહારગામનો જ વિદ્યાર્થી ફક્ત એકજ ગુણાંકથી પહેલા નંબરે પાસ થયો હતો. બાબુનો ચહેરો પડી ગયો.

'સાહેબ! મારો માર્ક્સનો કાર્ડ આપશો?' બાબુએ તેના વર્ગશિક્ષકને વિનંતિ કરી.

'આ રહ્યો તારો કાર્ડ, બાબુ, I am very sorry (હું બહુ દીલગીર છું) કે તું આ વર્ષે પહેલા નંબરે નહિં આવ્યો.' શિક્ષકે પોતાની દિલગીરી અને સહાનુભૂતિ વ્યક્ત કરતાં કહ્યું.

બાબુએ કાર્ડ પર નજર ફેરવી અને એની આંખમાં તેજની રેખા ચમકી. એણે કહ્યું 'સાહેબ! મેથ્સ (ગણિત) માં મારા ફક્ત ૯૫ ગુણાંક આવે છે એમ કેમ?'

'તે તારો એકાદ પ્રશ્ન ખોટો હશે.' શિક્ષકે કહ્યું.

'ના સાહેબ! મેં પ્રશ્નોના જવાબો બરાબર ધ્યાનપૂર્વક લખ્યા છે એટલે મને ખાત્રી છે કે મારો પેપર તપાસવામાં જ કાંઇ ભૂલ છે.' બાબુએ કહ્યું.

'એમ તે કાંઇ બને? બાબુ!' શિક્ષકે કહ્યું.

'હા સાહેબ! ચોક્કસ એમ જ બન્યું છે. સાહેબ! મારો પેપર મને બતાવશો?' બાબુએ વિનંતિ કરી.

'બધા પેપર્સ નિયામક સાહેબની કચેરીમાં રહે છે. તું તેમની પાસે જઇને વિનંતિ કર. તેઓ તને તારો પેપર બતાવશે.' શિક્ષકે કહ્યું.

'સાહેબ! ત્યારે હું ત્યાં જાઉં?' બાબુએ રજા માગી.

'હા, જા.' શિક્ષકે રજા આપી.

'સાહેબ! હું અંદર આવું કે?' બાબુએ નિયામકની કચેરીને બારણે આવીને રજા માગી.

ભરતકુમારે હસીને તેના સામે જોઇ કહ્યું: 'આવ.'

બાબુ અંદર આવ્યો એટલે તેઓ બોલ્યા:

'કેમ બાબુ! આ વખતે પરિણામ આટલું કાચું કેમ? પહેલો નંબર કેમ તેં ગુમાવ્યો? અને તે પણ બહારગામથી આવેલા એક નવિન વિદ્યાર્થીએ તારો હક્ક લઇ લીધો!'

'સાહેબ! એટલા માટે જ હું આપની પાસે આવ્યો છું.' બાબુએ કહ્યું.

'કેમ શું કામ છે?' ભરતકુમારે પૂછ્યું.

'સાહેબ! મારે મારો પેપર જોવો છે. મને ચોક્કસ લાગે છે કે મારો પેપર બરાબર તપાસાયો નથી, કારણ કે મને Maths (ગણિત) માં સો એ સો ગુણાંક મળવાની આશા હતી પણ મને ફક્ત ૯૫ મળે છે અને તેથી જ એક ગુણાંકે નવિન વિદ્યાર્થી પ્રથમ નંબરે આવે છે. સાહેબ! મને મારો પેપર બતાવશો?' બાબુએ કહ્યું.

ભરતકુમારે પેપરના થોકડાઓ ઉથલાવી બાબુનો ગણિતનો પેપર તેના હાથમાં મૂક્યો ત્યારે એના હાથ ધ્રુજી ઉઠયા અને એનું હૈયું ધબધબ થવા લાગ્યું.

બાબુએ ધ્યાનપૂર્વક એક એક પાન કરીને જોવા માંડયું. બધામાં એને પૂરે પૂરા માર્ક્સ મળતા હતા પણ આ શું? આ ચોકડી કેમ?

બાબુએ પોતાનો એ ઉત્તર તપાસી જોયો અને તેમ થતાંજ એ બોલી ઉઠ્યો: 'સાહેબ! મારો આ ઉત્તર તદ્દન ખરો છે. મને તેના માર્ક્સ કેમ નથી મળ્યા?'

'જોવા દે, મને તારો પેપર.' ભરતકુમારે કહ્યું.

બાબુએ પોતાનો પેપર તેમના હાથમાં મૂકયો અને તેમને પોતાનો ઉત્તર બતાવ્યો. ભરતકુમારને પણ લાગ્યું કે બાબુની વાત ખરી છે કારણ કે પરીક્ષકે કાંઇક ગેરસમજણથી જ આ પ્રશ્ન ખોટો ગણ્યો છે. એમણે ઘંટડીનું બટન દાબ્યું એટલે પટાવાળો આવ્યો, તેને એમણે કહ્યું: 'અરે શામળ! જરા મી. શાહને બોલાવી લાવ તો.'

અને મી. શાહ આવ્યા તેમને બાબુનો પેપર બતાવી પૂછ્યું: 'મી. શાહ! આ પ્રશ્નનો ઉત્તર કેમ ખોટો આપ્યો છે?'

મી. શાહે ઉત્તર વાંચીને કહ્યું: 'સાહેબ! આ ઉત્તર ચોક્કસ ખોટો છે.'

'કેવી રીતે?' ભરતકુમારે પૂછ્યું.

'સાહેબ! આઠમો થીઅેરમ આવી રીતે સાબીત કરવામાં નથી આવતો. પુસ્તકમાં તે તદ્દન જુદી રીતે સાબીત કરવામાં આવ્યો છે અને તેથી

મેં બાબુને ખોટો આપ્યો છે.' મી. શાહ બોલ્યા.

'ક્યાં છે પ્રશ્નપત્ર?' ભરતકુમારે પૂછ્યું.

મી. શાહે પ્રશ્નપત્રોની ફાઇલમાંથી મેથેમેટીક્સનો પ્રશ્નપત્ર કાઢીને આપ્યો અને પોતાના પ્રશ્ન સામે આંગળી ચીંધીને કહ્યું:

'સાહેબ! આપ આ પ્રશ્ન વાંચી જુઓ. તેમાં પૂછ્યું છે કે The three angles of a triangle together are equal to two right angles (ત્રિકોણના ત્રણકોણનો સરવાળો બે કાટખૂણા બરાબર થાય છે)' એવું સાબીત કરવાનું છે. પાઠ્ય પુસ્તકમાં જેવી રીતે તે સાબીત કરેલ છે તેના કરતાં તદ્દન જુદી રીતની આ સાબીતી છે.'

'પણ આ સાબીતી ખોટી છે?' ભરતકુમારે પૂછ્યું.

'ના સાહેબ! સાબીતી કાંઇ ખોટી નથી પણ આ રીતે એ સાબીત કરવો ન જોઇએ' મી. શાહે કહ્યું.

'પણ સાહેબ! અમારા આ વિષયના શિક્ષક ભાવસાર સાહેબે અમને આ રીતે પણ સાબીત થઇ શકે છે એવું કહ્યું છે અને તેથી મેં આ રીતે એ સાબીત કર્યો છે. કારણ કે શાહ સાહેબે આઠમો

સિધ્ધાંત સાબીત કરવાનો છે એવું કાંઇ ચોક્કસ પ્રશ્નમાં કહ્યું ન હતું અને તેથી મેં મારી ઢબે તે સાબીત કર્યો છે, તો મને તેના માર્કસ મળવા જોઇએ.' બાબુએ પોતાની દલીલ કરી.

'મી. શાહ! તમને કેમ લાગે છે?' ભરત-કુમારે અભિપ્રાય માગ્યો.

'સાહેબ! બાબુએ જે રીતે સિધ્ધાંત સાબીત કર્યો છે તે રીત ખોટી તો ન જ કહી શકાય પણ બધાએ જ્યારે પાઠય પુસ્તક પ્રમાણે કર્યો છે ત્યારે એણે એકલાએ જ બીજી રીતે કર્યો છે અને તેથી મને તો એમાં એનું મનસ્વીપણું લાગે છે.' મી. શાહે કહ્યું.

'સાહેબ! એમાં મનસ્વીપણું કેવી રીતે? હું કાંઇ થોડું જાણતો હતો કે બીજાએ પાઠય પુસ્તક પ્રમાણે ઉત્તર લખ્યા છે! માટે આપ કૃપા કરીને મને ન્યાય આપો.' બાબુએ વિનંતિ કરી.

'મી. શાહ! ત્યારે આ પેપરમાં તમને ઠીક લાગે તે માર્કસ મૂકો.' ભરતકુમારે કહ્યું.

'સાહેબ! એમ નહિં. હું કાંઇ દયાદાન માગતો નથી, હું તો મારા હક્કની માગણી કરૂં છું.' બાબુએ સ્વાભિમાનપૂર્વક કહ્યું.

આ વખતે બાબુના ચહેરા પર જે ગૌરવ દેખાયું તે નિહાળીને શાહ અને ભરતકુમાર બન્ને છક થઇ ગયા. તેઓ બન્ને હસીને બોલી ઉઠ્યા: 'Bravo my boy! શાબાશ મારા વિદ્યાર્થી.'

અને પછી તરત જ મી. શાહે બાબુના પેપર પર પૂરેપૂરા ૧૦૦ ગુણાંક મુકી આપ્યા. ભરતકુમારે તરત જ સૂચના કાઢી કે ભૂલથી બાબુભાઇ જયંત કુમારના પેપર પર ગુણાંક ઓછા મૂકાયા હતા અને તેથી તેને પૂરા ગુણાંક મળતાં તે પહેલે નંબરે પાસ થાય છે. નોટીસ વર્ગમાં આવતાં જ વર્ગ શિક્ષકે તે વાંચી અને બાબુને અભિનંદન આપ્યાં અને વર્ગને સંબોધીને કહ્યું: 'વિદ્યાર્થીઓ! બાબુ જેવા નિડર બની પોતાના સત્યને ખાતર ન્યાય માગતાં શીખો અને ન્યાય મેળવીને જ જંપો.'

અને બાબુને માટે વર્ગે ખુશીના પોકારો કર્યા. વર્ગને રજા મળી કે તરત જ બધા બાબુને ઘેરી વળ્યા અને તેને કેવી રીતે ન્યાય મળ્યો તે પૂછ્યું. અને એની વાત સાંભળી એને અભિનંદન આપ્યા.

☆

# મોસાળમાં

બાબુ ઘણા વખતથી મોસાળમાં ગયો ન હતો. બાબુના મામાના દીકરાનાં લગ્ન હતાં તેથી બાબુએ એની બા સાથે મોસાળ જવું એવું નક્કી થયું, એટલે બાબુએ શાળામાંથી અઠવાડિયાની રજા મેળવી અને એની બા સાથે મોસાળ જવા રવાના થયો.

બાબુનું મોસાળ નાનકડા ગામમાં હતું. એ ગામને પોતાનું રેલ્વે સ્ટેશન ન હતું પરંતુ ગામના પાદરમાં થઈને બી. બી. ની લાઇન પસાર થતી એટલે ગામડાના બાળકો ખાસ કરીને દિવસે અને તેમાં ય રજાના દિવસોમાં તો જરૂર પોતાના પાદર-માંથી પસાર થતી આગગાડીઓ જોવા એકઠા

થતા અને ગાડીના મુસાફરોને 'આવજો આવજો' કહીને હાથ હલાવતા.

લડાઇના દિવસોમાં ઘણી યે વાર પૂર ઝડપે લશ્કરી ટ્રેનો દોડતી ત્યારે સોલ્જરોને લઇને દોડતી એ ટ્રેનો જોવા બાળકો કદી પણ ચૂકતા નહિં. લશ્કરી માણસોને પણ નાનાં ભુલકાંઓને જોઇને પોતાના વતનમાં પાછળ મુકીને આવેલાં પોતાનાં બાળકોનું સ્મરણ થતું એટલે તેઓ પણ ગેલમાં આવીને બાળકોની કિકિઆરીઓને વધાવી લેતા અને પોતાની પાસેના બિસ્કીટના ડબ્બા વગેરે ખાવાની ચીજો છૂટે હાથે બાળકો તરફ ફેંકતા. તે લેવાને બાળકોની જે પડાપડી થતી તે તેઓ જૂએ ન જૂએ ત્યાં તો ગાડી પૂરપાટ આગળ ધપી જતી.

બાબુને શરૂઆતમાં તો ગામડામાં ગોઠયું નહિં પણ ત્રીજે જ દિવસે એના જેટલી જ ઉંમરનાં એની માસીનાં છોકરાંઓ આવ્યાં ત્યારે એને ખૂબ ગમ્યુ. પછી તો બાબુ તેમની સાથે દૂર દૂર ખેતરોમાં ફરવા જતો અથવા તળાવની પાળે પાળે ફરતો ફરતો તળાવની માછલીઓની મસ્તી નિહાળતો હતો. કોઇ કોઇ વખત એ લોકો રેલ્વે લાઇન ઉપર

પણ દૂર દૂર સુધી ફરવા જતાં.

શિયાળાના દિવસો એટલે ઠંડી પણ વધુ પડતી હતી તેથી બધાંજ છોકરાં ગરમ કપડાં પહેરીને ફરવા જતાં. એવા એ મહા મહીનામાં એક વખત સખત માવઠું થયું અને ખૂદ ગામડાના લોકોને પણ લાગ્યું કે પ્રલય તો નથી આવ્યો ને? મુસળધાર વર્ષાદ તૂટી પડ્યો અને આખો દિવસ સખત વરસાદ પડ્યો. ચારે તરફ જળબંબાકાર જેવો દેખાવ થઇ પડ્યો.

મોટેરાઓ પણ આખો દિવસ ઘરમાં ગોંધાઇ રહીને મુંઝાઇ ગયા તો પછી આખો દિવસ ખેલ-કૂદ કરતાં બાળકો અકળાય તેમાં શી નવાઇ?

દુનિયામાં હિંદુસ્તાનના ગામડામાં વર્ષાના તોફાન પછીની સંધ્યા અદ્ભુત ગણાય છે. એવું બાબુએ જયારથી કોહીનુર રીડરની ચોથી ચોપડીના પહેલા જ પાઠમાં વાંચ્યુ હતું ત્યારથી એને એવી એકાદ સંધ્યા જોવાની ખૂબ હોંસ હતી. આજે કુદરતે એવો પ્રસંગ પોતાને આપ્યો તો તેનો પુરેપૂરો ઉપયોગ કરી લેવાનો એણે નિશ્ચય કર્યો. સોબત ખાતર એણે પોતાની માસીની દીકરી કનુને કહ્યું: 'બ્હેન! આપણે બહાર ફરવા જઇશું?

કેવી સુંદર સંધ્યા છે!'

'ક્યાં જઈશું? બાબુભાઈ!' કનુએ પૂછયું.

'કનુ! આજના વર્ષાદે તો આપણી દરરોજની ફરવાની બધી જગાઓમાં કાદવ અને કીચડ ભરી દીધાં છે. તળાવનો કિનારો પણ ખૂબ લપસણો બની ગયો હશે, માટે ચાલ, આપણે આજે રેલ્વે લાઇન પર દૂર સુધી ફરવા જઈએ. રેલ્વે લાઇન તો સ્વચ્છ હશે.' બાબુએ કહ્યું.

બન્ને જણાં વાતો કરતાં કરતાં દૂર દૂર સુધી રેલ્વે લાઇન પર નીકળી ગયાં. સંધ્યાનાં તેજ ઓસરતાં જતાં હતાં, પણ પૂર્વમાં પૂનમના ચંદ્રનાં તેજ ખીલવા લાગ્યાં હતાં તેથી બન્ને ભાઇબ્હેન પોત પોતાની ધૂનમાં મસ્ત બનીને ચાલ્યાં જતાં હતાં.

રસ્તામાં એક નાળું આવતું હતું ત્યાં સુધી ફરવા જવાનો એમનો નિશ્ચય હતો. તેઓ જ્યારે ત્યાં પહોંચ્યાં ત્યારે તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહિં. વર્ષાદના અને વાવાઝોડાના તોફાનને પરિણામે નાળાપર બાંધેલા પૂલનો થાંભલો તૂટી ગયો હતો અને એ આધાર સરકી જવાથી રેલ્વે લાઇન હવામાં ઝુલતી હતી. હવે શું થાય?

કનુ કહે, 'બાબુભાઇ! હવે તો ખૂબ મોડું થયું.

ચાલો આપણે પાછા વળીએ. ઘેર ફિકર કરતા હશે.'

પણ બાબુ નાળા તરફ એકીટશે જોતો વિચારમાં ઉભો રહ્યો અને પળવારમાં એણે નિશ્ચય કરી લીધો અને કનુને કહ્યું: 'બ્હેન! તારી વાત ખરી છે કે આપણે હવે જલદી ઘેર જવું જોઇએ, પણ આ નાળું તૂટેલું છે અને જો એના પરથી એકાદ ઉતારૂની ગાડી પસાર થાય તો શું પરિણામ આવે તેની ખબર છે? હજારો નિર્દોષ મનુષ્યો ભયંકર અકસ્માતનો ભોગ બને. માટે આપણે કાંઇ ઉપાય યોજવો જોઇએ. બોલ, શું કરીશું?'

'આપણે ઘેર જઇને ખબર આપીએ એટલે ઘેરથી માણસ દોડાવીને સ્ટેશન માસ્તરને ખબર આપશે. માટે ચાલો, આપણે જલદી ઘેર જઇએ.' કનુએ કહ્યું.

'ના, બ્હેન! મારૂં દિલ ના પાડે છે. આપણે ઘેર જઇએ, ત્યાં વાત કરીએ, અને ત્યાંથી કોઇ તેડવા જાય ત્યાં સુધીમાં જ એકાદ ટ્રેન આવી પહોંચી તો શું થાય? માટે હવે આપણે અહીં જ રહીને આવતી ટ્રેનને ચેતવણી આપીએ તો જ અકસ્માત ન થાય.'

બાબુએ પોતાનો નિશ્ચય જણાવ્યો.

બાબુએ એક વખત વાંચ્યુ હતું તે એને યાદ આવ્યું. એક નાના બાળકે આવા પ્રસંગે પોતાનો કોટ કાઢીને તે હલાવીને ટ્રેનનો અકસ્માત અટકાવ્યો હતો તો પોતે પણ તેમ શા માટે ન કરે?

'કનુ, બ્હેન! તારી ઓઢણી લાલ રંગની છે. આજે ઠંડી પણ સખત નથી તો તું મને તારી લાલ ઓઢણી કાઢી આપ. સામેના ઝાડપરથી હું એકાદ ડાળી ભાંગી લાવું છું અને તેની સાથે એ બાંધીને આપણે એક લાલ વાવટો બનાવીએ.

'વર્ષાદને લઇને બધાં લાકડાં પણ પલળી ગયાં છે. બાકી લાકડાંઓ સળગાવ્યાં હોય તો તેનો ઉજાસ પણ દૂર સુધી પડે. હા, પણ દીવાસળી વિના લાકડાં કેવી રીતે સળગી શકે! માટે હવે તો આપણે વાવટાવાળો જ ઉપાય કરીએ.' બાબુએ કહ્યું.

કનુએ ખુશીથી પોતાની ઓઢણી તરત જ કાઢી આપી. બાબુ પણ ત્વરાથી ઝાડ પર ચઢીને એક લાંબી અને પાતળી, ડાળી ભાંગી લાવ્યો. ગામડામાં આવીને ગામડાનાં બાળકો સાથે એ 'આમલી પીપળી' રમતાં શીખ્યો હતો, તેથી એને ઝાડ પર સડસડાટ ચઢતાં અને ઉતરતાં આવડ્યું હતું. તે પહેલાં એને ઝાડે ચઢતાં આવ-

ડતું ન હતું.

પોતાના સ્કાઉટ નાઇફ—ચપ્પુ વડે ડાળીનાં ઝાંખરાં સાફ કરીને થોડીવારમાં તેની સાથે ઓઢણીના બે છેડા બાંધ્યા અને બીજા બે છેડા ડાળીના ટુકડા કરી તેની સાથે બાંધ્યા. આવી રીતે સાત આઠ ફૂટ લંબાઇનો લાલ વાવટો બનાવ્યો. બાબુએ એક છેડો પોતાના હાથમાં અને બીજો છેડો કનુના હાથમાં આપ્યો અને કહ્યું: 'કનુ! તું રેલ્વે લાઇન પર એક પાટા પર ઉભી રહે અને હું બીજા પાટા પર ઉભો રહું છું. આપણો વાવટો આપણે મજબુત પકડી રાખીશું તેથી લાલ પટા જેવો વાવટો દૂરથી દેખી શકાશે.'

'હા, બાબુભાઇ! તમે આબાદ યુક્તિ શોધી કાઢી.' કનુએ ઉત્સાહ પૂર્વક કહ્યું.

લડાઇનો સમય હતો તેથી ગાડીઓની સંખ્યા બહુજ ઓછી થઇ ગઇ હતી એટલે બન્ને જણાંને ખૂબ ખૂબ રાહ જોવી પડી. કનુનો ઉત્સાહ ધીમે ધીમે ઓસરવા લાગ્યો અને એણે એકાદ વખત કહી પણ જોયું: 'બાબુભાઇ! ગાડી બાડી તો દેખાતી નથી. આમ કયાં સુધી આપણે ધરી રાખીશું. ખુબ મોડું થયું છે, ઘેર બધા ફિકર

ચિંતા કરતા હશે. ચાલો, હવે તો ઘેર જઇએ.'

પણ બાબુ કૃતનિશ્ચયી હતો. એણે ડોકું હલાવતાં કહ્યું : 'કનુ ! ભલે ઘરના લોકો ફિકર કરે! આપણે જાણીએ છીએ કે નાળું તૂટેલું છે અને અકસ્માત થયા સિવાય રહે નહિં એટલે આપણી ફરજ છે કે આમ એક રાત્રિ તો શું પણ અનેક રાત્રિ ભૂખ તરસ વેઠીને પણ આપણે અકસ્માત અટકાવવો જોઇએ.'

અને ઢીલી પડતી કનુ પણ પોતાના ભાઇનો નિશ્ચય જોઇને પોતે પોતાનું ભૂખનું દુઃખ વિસરી ગઇ.

સાત સાત માઇલ દૂર સુધી પ્રકાશ પાથરતી સર્ચલાઇટ દૂરથી બન્નેએ જોઇ અને બન્નેના હૃદયના ધબકારા વધી ગયા. પાસે ને પાસે મેલ ટ્રેન આવતી ગઇ. સહજ પણ થડકારો અનુભવ્યા સિવાય હિમાલય જેવાં અચળ બન્ને ઉભાં રહ્યાં. ટ્રેનના ડ્રાઇવરે દૂરથી સર્ચલાઇટના પ્રકાશમાં બે ન્હાનાં બાળકોને લાલ નિશાન ધરી ઉભેલાં જોયાં.

એણે જોરથી પીસવો વગાડ્યો. તેના જવાબમાં બાબુએ કનુને વાવટો હલાવવાની ઇશારત કરી અને બન્ને જણાએ વાવટો હલાવવા માંડ્યો.

ટ્રેનની ગતિ ધીમી પડી અને તે બાજુથી ફક્ત પચાસ કદમ દૂર ઉભી રહી. ટ્રેનને અચાનક થોભેલી જોઇ ગાર્ડ પણ તપાસ કરવા નીચે ઉતર્યો અને તેણે દૂર ઉભેલાં બે બાળકો જોયાં. બન્ને સ્થિર હતાં.

ડ્રાઇવર અને ગાર્ડ બન્ને બાળકોની પાસે આવ્યા અને પૂછ્યું: 'કેમ છોકરાંઓ ! તમે શા



માટે આવી રીતે વાવટા બતાવી ગાડી ઉભી રખાવી છે? આગગાડીમાં ટ્રાફીક સુપ્રીન્ટેન્ડન્ટ પોતે છે અને તેમણે મુંબઇ વખતસર પહોંચવું જોઇએ.'

'સાહેબ ! આપ મારી સાથે આવો. હું આપને કાંઇક બતાવું. પછી આપની ખાત્રી થશે કે અમે

શા માટે ગાડી થોભાવી છે.' બાબુએ કહ્યું.

'ચાલો' બન્નેએ કહ્યું.

બાબુ એ બન્નેને નાળા પાસે દોરી ગયો ત્યારે બન્ને જણાએ ઝુલતા પુલની જેમ હવામાં ઝોલા ખાતા પાટા જોયા. ટ્રેનને કેવા ભયંકર અકસ્માત-માંથી બાળકોએ બચાવી હતી તેનો તેમને ખ્યાલ આવ્યો. તેમ થતાંજ પારસી ગાર્ડ બોલી ઉઠયો: 'બુચા! તારો મોટો અહેશાન છે. તુંયે આમ નહીં કીધું હોત તો આજે હજારો જીંદગી બરબાદ થઇ જતે!'

ટ્રેનને વધુવાર ઉભેલી જોઇને ઉતારૂઓની કુતૂહલવૃત્તિ પણ વધી પડી અને તેઓમાંના કેટલાક શું થયું છે તે જોવા આગળ આવ્યા. ટ્રાફીક સુપ્રીન્ટેન્ડન્ટ પોતાના સલુનમાં ખાણું લેતા હતા. તે પણ આમ અચાનક ટ્રેનને થોભેલી જોઇને પહેલાં તો વિચારમાં પડી ગયા પણ જ્યારે ગાર્ડે જાતે આવીને તેમને કહ્યું કે બે નાનાં બાળકોએ ટ્રેનને ભયંકર અકસ્માતમાંથી બચાવી છે ત્યારે તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહિં.

તેમણે પોતે તરત જ સલુનમાંથી નીચે ઉતરીને કહ્યું: 'ચાલો આપણે એ બહાદુર બાળકોને

જોઇએ. કેટલીક ઉમરના છે એ બાળકો ?'

ગાર્ડે કહ્યું: ‘સાહેબ, હશે ૧૦ થી ૧૨ વર્ષના.'

'Then it is really marvellous, gaurd! They must be genius (ત્યારે તો ખરેખર અદ્‌ભૂત જ ગણાય, ગાર્ડ! તેઓ બુધ્ધિશાળી હોવાં જોઇએ')

અને બન્ને જણા ઉતાવળે બાબુ અને કનુ તરફ ચાલ્યા. આટલા વખતમાં ટ્રેનના ઉતારૂઓને પણ ખબર પડી ગઇ હતી કે તેઓ કેવા ભયંકર અકસ્માતમાંથી બચી ગયા હતા. વધુ નવાઇની વાત તો એ હતી કે તેમને બચાવનાર બાર ચોદ વર્ષનાં બે બાળકો હતાં અને તેથી ઉતારૂઓ પણ પોતાને જીવનદાન દેનાર બાળકોના દર્શને દોડતા હતા.

‘હલ્લો બાબુ! તું અહિં ક્યાંથી?' જયંતકુમારે બાબુને જોઇને પૂછ્યું. જયંતકુમાર બાબુના મામાને ત્યાં લગનના આગલા દિવસે આવતા હતા. તેમણે બાબુને આ પ્રમાણે પ્રશ્ન કર્યો અને તેમની નજર નાનકડી કનકલતા પર પડતાં પૂછ્યું: ‘અરે કનક! તું પણ છે કે શું?'

‘પિતાજી' અને ‘માસાજી' કહેતાં બન્ને બાળકો દોડીને જયંતકુમારને બાઝી પડ્યાં. બરાબર આજ

સમયે ટ્રાફીક સુપ્રીન્ટેન્ડન્ટ અને ગાર્ડ ત્યાં આવી પહોંચ્યા. ગાર્ડે બાબુ અને કનુ તરફ આંગળી દર્શાવી કહ્યું: 'There they are, Sir! (સાહેબ! પેલા રહ્યાં તેઓ).

અને સાહેબ તરત જ ઉમળકાભેર બાળકોને ભેટવા દોડયા અને 'Bravo my children! I must thank yot heartily! (મારા બહાદુર બાળકો! મારે તમારો સહૃદયથી આભાર માનવો જોઇએ) કહેતા બે હાથે બે બાળકોના હાથ પોતાના હાથમાં ઝીલી લીધા.

જયંતકુમાર તરફ નજર પડતાં જ તેમણે પૂછ્યું: 'આ આપનાં બાળકો છે?'

જયંતકુમારે કહ્યું: 'બાબુ મારો પુત્ર છે અને કનકલતા મારી સાળીની પુત્રી છે.'

'I must congratulate you, Sir! to have the fortune of being the father of such a brave boy. (સાહેબ! મારે આપને આવા બહાદુર બેટાના પિતા થવાના સદભાગ્ય બદલ અભિનંદવા જોઇએ.)'

અને બાબુ તરફ ફરીને બોલ્યા: 'You are a smart chap. What's your name? (તું ચબરાક બાળક છે. તારૂં નામ શું છે?)'

બાબુએ બિલકુલ ખંચાયા સિવાય તરત જ જવાબ આપ્યો: ' Sir, my name is Babu ( મારૂં નામ બાબુ છે સાહેબ )'

ટ્રાફીક સુપ્રીન્ટેન્ડન્ટ બધાને પોતાના સલુનમાં આગ્રહપૂર્વક તેડી ગયા અને તેમણે ત્યાંથી તરત જ અકસ્માતના સ્થળની બન્ને બાજુના સ્ટેશને માસ્તરો પર મેમો કાઢીને ખબર આપી. નાળાને ગંભીર રીતે નુકશાન થયું છે માટે ટ્રેનને માઇલ ૧૬૭–૬૮ વચ્ચે ખૂબ ધીમેથી ચલાવવા ગાર્ડને સૂચના આપવી. નાળાની બન્ને બાજુએ ટ્રેનો ઉભી રહેશે અને ઉતારૂઓ તે સ્થળે સામસામેની ટ્રેનમાં ફેરબદલી કરી લેશે માટે મજૂરોને પણ તરત જ મોકલી આપવા.

આ પ્રમાણે હુકમ છોડીને પછી જયંતકુમાર તરફ ફરીને તેમણે પૂછ્યું : What will you have sir, tea or coffee? ( આપ સાહેબ શું લેશો ? ચહા કે કૉફી ? )'

જયંતકુમારે કહ્યું : ' Any thing will do ( ગમે તે વસ્તુ ચાલશે. )'

અને તરત જ સાહેબે બટલરને ટેબલ પર

ચહા–નાસ્તાની સગવડ કરવાનું ફરમાન છોડયું. દશ મિનિટ પછી બધા ટેબલ પર બેઠા ત્યારે કનુની આંખો ટેબલ પરનાં બીસ્કીટ જોઇને ચમકી ઉઠી. એની ભૂખે હવે પાછો એટલા જ જોરથી એના પર હુમલો કર્યો હતો. જયંતકુમારની નજર કનકલતા પર પડતાં જ તેમણે કહ્યું: 'કનક! પેટ ભરીને ખાઇ લેજે.'

અને તેઓ હસી પડ્યા.

'માસાજી! અમે બપોરના જમ્યા હતા ત્યાર પછી અમે અત્યાર સુધી કાંઇ જ ખાધું નથી એટલે ભૂખ પણ સખત લાગી છે.' કનુએ તરત જ જવાબ આપ્યો.

બન્ને જણાએ ઉપાહારને સારી રીતે ન્યાય આપ્યો. જયંતકુમાર અને ટ્રાફીક સુપ્રીન્ટેડન્ટ બન્ને જણા બાળકોને હેતપૂર્વક નિહાળી રહ્યા.

આ તરફ બાબુના મોસાળમાં બાળકો મોડી સાંજ સુધી પાછાં ફર્યાં નહિં એટલે તેમની માતાઓને ચિંતા થવા લાગી. તેમણે બન્નેએ પોતાના મોટાભાઇને કહ્યું: 'મોટાભાઇ! બાબુ અને કનુ બન્ને સાંજના ફરવા ગયા છે. રાત પડવા આવી છે, છતાં હજી બન્ને પાછા ફર્યા નથી. દરરોજ તો

દીવામાં બત્તી પડતા પહેલાં આવી જાય છે. આજે અત્યાર સુધી કેમ નહિં આવ્યાં હોય? કાંઇ અકસ્માત તો નહિં થયો હોય ને?' અને કનુની બા અને બાબુની બા બન્નેની આંખોના ખૂણા ભીના થયા.

'બ્હેનો! હું તપાસ કરાવું છું.' કહેતા બાબુના મામા તરત જ ઉભા થયા અને તેમણે પોતાના બાળકોને પૂછ્યું: 'ચંદુ, મણિ, અનુ! તમે લોકોએ બાબુ કનુને કઇ તરફ જતા જોયા હતા?'

ચંદુ ચબરાક હતો. એણે તરત જ કહ્યું: 'બાપુજી! રેલ્વે લાઇન તરફ ફરવા જતાં મેં તેમને જોયા હતા.'

'ઠીક,' કહીને કાન્તિલાલ હાથમાં દંડો અને ફાનસ લઇને તપાસ કરવા નીકળ્યા. એમણે પોતાના નાના ભાઇને કહ્યું: 'શરદ, તું સ્ટેશન તરફ જા. કદાચ એ લોકો તે તરફ ગયા હોય તો તને મળશે. હું બીજી દિશામાં જાઉં છું.'

તેઓ બન્ને રેલ્વેની લાઇનની બે વિરૂધ્ધ દિશામાં રવાના થયા.

બાબુના મામા જેમને બધા બચુભાઇ કરીને

સામાન્ય રીતે ઓળખતા તેઓ ધીમે ધીમે લાઇન ઉપર રવાના થયા. થોડેક દૂર જતાંજ તેમણે સામેથી આવતો સર્ચ લાઇટનો પ્રકાશ જોયો એટલે તેમને લાગ્યું કે ટ્રેન આવે છે, પણ આગળ જતાં ટ્રેનનો ધુધવાટ નહિં સંભળાયો અને ટ્રેન ઉભેલી હોય તેમ દેખાયું એટલે તેમનું મન આશંકાથી ખળભળી ઉઠયું. તેમને થયું કે કદાચ લાઇન ઉપર ફરતાં બાળકો મેલટ્રેન નીચે આવી ગયાં હોય તો! એટલે તેમણે પોતાનાં પગલાંનો વેગ વધાર્યો.

નાળા આગળ આવતાંજ તેમણે જોયું કે નાળાથી ૫૦–કદમ દૂર ટ્રેન ઉભી છે અને નાળાની રેલ્વે લાઇનના પાટા હવામાં ઝુલે છે. તેઓ તરતજ સમજી ગયા કે નક્કી આજના વર્ષાદ અને વાવાઝોડાનુંજ આ પરાક્રમ. કાળજીપૂર્વક તેમણે નાળું ઓળંગ્યુ અને આગળ વધ્યા. એન્જિન પાસે જઇ ડ્રાઇવરને પૂછ્યું કે 'તમે આ લાઇન પર ફરવા નીકળેલાં બે બાળકોને જોયાં છે?'

'કોણ એક છોકરો અને એક છોકરી?' ડ્રાઇવરે પૂછ્યું.

બચુભાઇએ જવાબમાં ડોકુ હલાવ્યું એટલે ડ્રાઇવર બોલી ઉઠયો: 'ઘણાં બહાદુર છોકરાંઓ!

તેઓ જો આ તરફ ફરવા ન આવ્યાં હોત તો આજે આ મેલ ટ્રેનને ભયંકર અકસ્માત નડત અને અનેક જાનમાલની ખુવારી થાત.'

'પણ તેઓ છે કયાં?' બચુભાઇએ અધીરાઇથી પૂછ્યું.

'ટ્રાફીક સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબના સલુનમાં.' ડ્રાઇવરે કહ્યુ. તરત જ બચુભાઇએ ઝડપથી પોતાનાં પગલાં સલુન તરફ ચલાવ્યાં અને સલુન પાસે આવીને રજા માગી: 'May I come in? Sir!'

'Oh yes. ભલે' અંદરથી જવાબ મળતાં જ બચુભાઇ સલુનમાં દાખલ થયા એટલે તેમની નજર સામે–બરાબર સામેજ બેઠેલા જયંતકુમાર પર પડતાં જ બોલી ઉઠયા: 'જયંતકુમાર! તમે અહિં કયાંથી?'

એટલામાં જ બાબુ અને કનુને નાસ્તા પર હાથ મારતા જોઇને બોલી ઉઠયા: 'છોકરાંઓ! તમે અહિં કયાંથી?'

જયંતકુમાર તરત જ બચુભાઇની સામે ગયા અને તેમને તેડીને ટેબલ પાસે લઇ આવ્યા.

અને ટ્રા. સુપ્રી. સાહેબને તેમની ઓળખાણ કરાવતાં બોલ્યા: 'This gentleman is my

brother-in-law' (આ ગૃહસ્થ મારા સાળા થાય છે.)' અને તેમ ઓળખાણ આપતાંજ સાહેબે તેમની સાથે ઉમળકાભેર હસ્તધૂનન કર્યું. જયંતકુમારે બાબુ અને કનુએ બુદ્ધિપૂર્વક કેવીરીતે મેલ ટ્રેનને અકસ્માતથી બચાવી હતી તે સમજાવ્યું. બચુભાઇની આંખો પોતાનાં બહાદુર ભાણેજો તરફ ચમકી ઉઠી.

ખૂબ મોડું થયું હોવાથી તેમણે જયંતકુમાર તરફ ફરીને કહ્યું: 'ત્યારે હવે આપણે ચાલીશું ?'

જયંતકુમારે શિષ્ટાચાર પ્રમાણે સાહેબની રજા લીધી. સાહેબ પણ તેમને અને બાળકોને વળાવવા થોડે સુધી ગયા. પોતાના બૉયને જયંત-કુમારનો સરસામાન ઉપાડીને પહોંચાડવા કહ્યું.

સાહેબે છુટા પડતાં ફરીવાર બાળકોનો અને જયંતકુમાર તથા બચુભાઇનો આભાર માન્યો અને રજા લીધી.

બાળકોને સહીસલામત ઘેર આવેલાં જોઇને બાળકોની માતાઓએ તેમને પોતાની ગોદમાં ખેંચી લઇને ચુમીઓથી નવરાવી દીધાં. બચુભાઇ અને જયંતકુમારે તેમનાં પરાક્રમથી મેલ ટ્રેન કેવી રીતે બચી જવા પામી તે બધું વિગતવાર કહ્યું

ત્યારે બન્ને માતાઓની છાતી ગજગજ ફુલી ગઈ અને તેમણે પોતાના બાળકોનાં મીઠડાં લીધાં.

મોડી રાત સુધી કુટુંબમેળો ચાલુ રહ્યો. બીજે દિવસે લગ્ન હોવાથી બાબુની મામી બકુલાએ કહ્યું: 'હવે ચાલો છોકરાંઓ, સુઈ જાવ. સવારના પાછા વહેલા ઉઠવાનું છે.' અને બધા જ થાક્યા હોવાથી થોડીવારમાં ઘસઘસાટ ઊંઘી ગયા.

બીજે દિવસે જ મુંબઈનાં અને અન્યસ્થળનાં વર્તમાનપત્રોમાં 'બે બાળકો કેવી રીતે મેલ ટ્રેન બચાવે છે' એમ મોટા મથાળા સાથે રસિક અહેવાલ છપાયો અને બન્ને બાળકોની છબીઓ છપાઈ.

સોમવારે સવારે બાબુ શાળામાં હાજર થયો ત્યારે વિદ્યાર્થીઓએ અને શિક્ષકોએ તેને વધાવી લીધો અને તેને બહાદુર બાબુનું ઉપનામ આપવામાં આવ્યું. ત્યારથી તે એ નામથી ઓળખાવા લાગ્યો.



## હુલ્લડની આગ

કોમી ભૂત દેશના માણુસોને ભડકાવતું હતું અને તેના પરિણામે શહેરોમાં હુલ્લડ ફાટી નીકળ્યું.

અનેક નિર્દોષ પ્રજાજનોનાં લોહી રેડાવા લાગ્યાં. ગરીબ બિચારા નિર્દોષ હિંદુ અને મુસ્લીમ પ્રજાજનો ગુંડાગીરીનો ભોગ બનવા લાગ્યા અને શહેરમાં હાહાકાર વર્તી ગયો.

હુલ્લડ શમાવી દેવાને શકય તેટલા પ્રયાસો કરવામાં આવ્યા. શસ્ત્રધારી પોલિસોને રોકવામાં આવી. ઠેરઠેર મીલીટરીની પેટ્રોલિંગ થવા લાગી, છતાં ય શહેરોનો મામલો થાળે પડવાનાં ચિહ્ન જણાતાં ન હતાં. એ આગ ફેલાતી ફેલાતી ગામડે

અને કસ્બે પણ પહોંચી ગઇ.

બાબુવાળો કસ્બો હિંદુ મુસ્લીમ ભાઇચારાના આદર્શ જેવો હતો ખરો પણ હમણાં હમણાં વેપાર ધંધાને બહાને કેટલાક પરદેશી મુસલમાનો ત્યાં આવીને વસ્યા હતા. તેમણે સ્થાનિક મુસ્લીમોના દિલમાં કોમી વિખવાદનાં બીજ રોપવા માંડ્યાં હતાં. તેના પરિણામે મુસલમાનોમાં જે ઉદ્ધત યુવાનો હતા તેમના હાથ કાંઇક કરી બતાવવા માટે સળવળવા લાગ્યા. લીગના આગેવાનોનાં તીખાં ભાષણોએ એમને ઉત્સાહ આપ્યો એટલે દશેરાના પ્રસંગે દર વરસના રિવાજ પ્રમાણે જ્યારે વિજયાદશમીની સ્વારી નીકળી ત્યારે બેધ્યાન હિંદુઓ ઉપર આ યુવાનો તૂટી પડ્યા. પરિણામે અનેક હિંદુઓનાં લોહી રેડાયાં. એ જોઇ અખાડાબાજ હિંદુ યુવાનો ઉશ્કેરાયા અને તેમણે પણ મુસલમાનો પર જ્યાં ને ત્યાં હુમલા શરૂ કર્યા. એકવાર આ ભયંકર હુતાશન જ્યાં સળગ્યો ત્યાં પછી એનો ચેપ ફેલાતાં વાર શી? સ્થાનિક ડાહ્યા હિંદુ મુસ્લીમ સજ્જનોએ વિનંતિ પત્રો બહાર પાડ્યા કે 'શાંત રહો! ભાઇચારો કેળવો!' પણ બહેરા કાનો પર પડઘમના અવાજ કેવી રીતે પહોંચે?

કાંઈક કામસર ગનુ બાબુને મળવા આવ્યો હતો. બાબુની તબિયત તે દિવસે બેચેન હતી એટલે તે સરઘસમાં ગયો ન હતો. પરિણામે તેને હુલ્લડના ખબર ન હતા પણ થોડીવારમાં જ તેને ભયંકર કિકિઆરીઓ સંભળાવા લાગી. તેણે તપાસ કરી તો એને ખબર પડી કે ગામમાં હુલ્લડ ફાટી નીકળ્યું છે. આ સમાચારે એની આંખ ભીની થઇ. હવે શું થાય ?

એણે ગનુને કહ્યું: 'ગનુ ! હવે તું અહિં જ રહેજે. હુલ્લડ સમી જાય ત્યારે તારે ઘેર જજે.'

'ના બાબુ ! ઘેર મારાં અમ્મા ફીકર કરતાં હશે. હું તો જઇશ.' ગનુએ કહ્યું.

'અરે તું તો ગાંડો છે ગનુ ! આવા તોફાનમાં કાંઇ જવાય ખરૂં કે ?' બાબુએ કહ્યું.

પણ ગનુ તો પોતાના વિચારમાં મક્કમ રહ્યો અને એણે કહ્યું: 'મારૂં ઘર વધારે ક્યાં દૂર છે ! હું દોડતો દોડતો પહોંચી જઇશ.'

બાબુને વિચાર આવ્યો કે એમ તે કાંઇ બને. ગનુ એના પોતાના ઘરમાં તો સહીસલામત હતો પણ બહાર નીકળે અને એને ઇજા થાય તો ?

એટલે એણે નિશ્ચય કર્યો કે ગનુને એને

ઘેર પહોંચાડવાની મારી નૈતિક ફરજ છે એટલે મારે એની સાથે જવું જોઇએ. એણે કહ્યું: 'ચાલ ત્યારે, હું તને તારે ઘેર મૂકી જાઉં.'

'ના ભાઇ. તું મારી સાથે કયાં આવે છે? તું મારી સાથે આવે ને કોઇ બેવકુફ મુસલમાન તારા પર હુમલો કરે તો?' ગનુએ કહ્યું.

બન્ને મિત્રો વચ્ચે ખૂબ રકઝક થઇ પણ બાબુ એકનો બે થયો નહિં. ગનુને એને ઘેર પોહચાડવા એ તૈયાર થયો. બન્ને મિત્રો સાવધાનપણે ધીમે ધીમે આગળ વધતા હતા ત્યાં 'સનનન' કરતું એક મોટું ઢેકું આવ્યું અને ગનુના માથામાં વાગ્યું. ગનુના માથામાંથી લોહીની ધાર થઇ. બાબુએ પોતાનો રૂમાલ ફાડી ઘા પર પાટો બાંધી દીધો અને બન્ને જણા ઉતાવળે પગલે ચાલવા લાગ્યા. હિંદુ લત્તાઓમાંથી સહીસલામત પસાર થઇ મુસ્લીમ લત્તામાં જયાં ગનુનું ઘર હતું તે શેરીમાં તેઓ દાખલ થયા એટલે ગનુએ કહ્યું:

'બાબુ! હવે હું સલામત છું તું તારે ઘેર જા.'

પણ બાબુએ કહ્યું: 'તને માથામાં ઘા થયો છે. મને પ્રાથમીક ઉપચાર આવડે છે તેથી હું તારો ઘા સાફ કરીને પાટો બાંધી આપીને પછી જઇશ.'

ગનુની કાકલુદી ભરી આજીજીઓ પણ બાબુની જીદ છોડાવી શકી નહિ. તેઓ ગનુની શેરીમાં દાખલ થયા અને જ્યાં અર્ધી શેરી વિંધી હશે ત્યાં તો પાછળનું એક ઘર ખૂલ્યુ અને તેમાંથી એક મુસલમાન ગુંડાએ આવીને બાબુની પીઠમાં



છરી મારી ને ઝડપથી પલાયન થઇ ગયો. બાબુ, 'ઓહ' ની ચીસ પાડી ઉઠયો.

બાબુનો પરિચિત સ્વર સાંભળીને થોડેક દૂર આવેલુ ગનુના ઘરનું બારણું ખૂલ્યુ અને તેમાંથી ગનુની મા બહાર આવી. એણે બાબુને શેરી

વચ્ચે પડી જતાં જોયો. એ દોડતી આવી અને બાબુને કુમળા ફૂલની માફક ઉંચકી લીધો અને ઝડપથી પોતાના ઘરમાં લઇ ગઇ. મુસલમાન ગુંડો ઘા કરીને પોતાના ઘરમાં સંતાઇ ગયો હતો તેણે બારણાની તરડમાંથી ગનુની માને બાબુને ઉપાડી પોતાના ઘરમાં લઇ જતી જોઇ ત્યારે એની આંખમાં ખુન્નસ ભરાયું, એટલે એ બોલ્યો: 'કાફર હિંદુને નાપાક મુસલમાન ઘરમાં ઘાલે છે. યા ખુદા! એનો નીકાલ લાવવો જ જોઇએ.'

એણે પોતાની શેરીના બીજા બાયલા ભરાઇ રહેલા ગુંડાઓનાં બારણાં ઠોકીને તેમને ઉશ્કેરી મૂક્યા અને કહ્યું: 'ક્યા દેખતે હો કાફીર! હિંદુ લડકેકો ઓ ગનુકી અમ્માને ઘરમેં રખા હૈ. ઉસકા ખૂન પીના ચાહીએ.'

તે બધાએ ભેગા મળીને ગનુના ઘર પર હુમલો કર્યો અને બારણાં ધમધમાવતાં કહ્યું: 'નિકાલ દો વો કાફીરકુ બહાર અમારે તેનું ખૂન પીવું છે.'

ગનુની મા ગભરાઇ. હવે શું થાય? એણે હિંમતપૂર્વક બારણાંની સાંકળ બંધ હતી તેના પર તાળું લગાવી દીધું. ઘરમાંથી ખાટલો લઇ આવી બારણા આડે ઉભો કરી દીધો અને પછી એ

બાબુની સારવારમાં રોકાઇ.

ઘા બાજરીયું બાબુના ઘામાં પૂરીને પોતાની ઓઢણી ફાડીને એણે કસકસાવીને પાટો બાંધી દીધો અને એ પંખો નાંખતી બાબુના ખાટલાની પાંગતે બેઠી. બિચારો ગનુ તો સડક જ થઇ ગયો હતો. એના પોતાના ઘાનું દુઃખ પણ એ ભૂલી ગયો હતો. એ મનમાં ને મનમાં પ્રાર્થના કરવા લાગ્યો કે 'હે અલ્લાહ! બાબુની જીંદગી બચાવજે. હું તારો અહેશાન ભૂલીશ નહિં.'

ગનુ ઓશિયાળા ચહેરે બાબુ ક્યારે ભાનમાં આવે છે તે જોતો ઊભો રહ્યો. અર્ધોએક કલાક બેભાન રહી બાબુએ આંખો ખોલી અને પૂછ્યું: 'હું ક્યાં છું?'

તરત જ ગનુ દોડતો આવીને સામે ઉભો અને એને કહ્યું: 'બાબુ! તું મારે ઘેર છે. અમ્મા-જાન તારી ચાકરી કરે છે. તું જલદી સાજો થઇ જઇશ હોં કે.'

બાબુએ અહેશાનભરી આંખે ગનુની મા તરફ દષ્ટિ ફેંકી અને એ વધુ કાંઇ બોલે તે પહેલાં જ ફરીથી બેભાન બની ગયો. થોડીવાર પછી એ બેભાન અવસ્થામાં જ એ બડબડવા લાગ્યો.

'બા, તુ ક્યાં છે ?'

'બેટા! હું આ રહી.' ગનુની મા બોલી અને બાબુના ગાલ પર ગનુની અમ્માની આંખનાં બે ઉનાંઉનાં આંસુ પડ્યાં.

બહાર તોફાન વધતું જતું હતું. બારણાં જોરથી ધમધમાવાતાં હતાં. બારણાં તૂટી પડશે તો શું થશે? એ વિચાર આવતાં જ ગનુની અમ્મા ધ્રુજી ઉઠી. ત્યાં તો ગનુના અબ્બાજાનનો બહારથી અવાજ આવ્યો: 'ગનુકી અમ્મા! બારણાં ખોલ દે.'

હવે શું થાય? એણે ધીરજ રાખી અને એ ઉપલા માળે ગઇ. ત્યાંથી બારીમાં આવીને એણે કહ્યું: 'આપણા ગનુના દોસ્ત બાબુને ગુંડા ગુલમહમદે છરી મારી છે. બાબુ તદ્દન બેહોશ છે. હું એની સારવાર કરૂં છું. તમે આ ગુંડાઓને દૂર કરો તો જ હું બારણું ખોલીશ.'

અને તેના જવાબમાં બધા જ ગુંડાઓ બોલી ઉઠયા: 'નહિં બને. અમે એ કાફરનું ખૂન પીશું ત્યાર પછી જ ખસીશું.'

એ સાંભળતાં જ ગનુના અબ્બાજાનનું લોહી તપી આવ્યું અને એણે ત્રાડ મારી: 'કોણ આવે છે પહેલો મારી સામો? બદમાશો! હઠ જાવ નહિ

તો એકેએકને ચીરી નાખીશ.'

ગનુના અબ્બાજાનને આખી શેરી સારી રીતે ઓળખતી હતી અને એમના ગુસ્સાને નવગજના નમસ્કાર કરતી હતી. એમને ગુસ્સે થયેલા જોતાં જ ડરી જઈને બધા ગુંડાઓ પોતપોતાને ઘેર બડબડતા બડબડતા ચાલ્યા ગયા.

ગનુની માએ બારણું ખોલીને ગનુના બાપને અંદર લીધા અને તેમને બધી વાત વિગતવાર કહી. તેમનું દિલ પણ પોતાના પુત્ર ખાતર જાન જોખમમાં નાખનાર લડકા તરફ પ્રેમ અને આભારથી નમી ગયું અને તેમણે કહ્યું: 'ગનુકી મા! બાબુને જરા પણ અલવલ આવવી નહિ જોઈએ. અલ્લાહ એની તંદુરસ્તી જલદી બક્ષે.'

અને ગનુ, એની મા, અને એના બાપ તરત જ ઘુંટણીએ પડ્યા અને બાબુની જીંદગી બચાવવા અલ્લાહને આજીજી કરવા લાગ્યા. પ્રભુએ એમની વિનવણી સાંભળી હોય તેમ બાબુએ આંખો ખોલી અને પાણી માગ્યું. હવે શું થાય? પાણી અપાય ખરૂં? એવો વિચાર ગનુની માને આવ્યો. હા, કેમ ન અપાય? ગનુની માના દિલે જવાબ આપ્યો અને આપદ્ધર્મ ગણીને

બાબુના ગળામાં ઠંડુ પાણી રેડયું. બાબુને થોડુંક ઠીક લાગ્યું અને એણે આંખો ખોલી પૂછ્યું: 'ગનુને કેમ છે?'

ગનુ તરત જ આગળ આવ્યો અને બોલ્યો: 'ભાઈ, હું તો આ ઊભો. મને તો કાંઇ થયું નથી પણ તને હવે કેમ છે?'

'મને કમરમાં સખત દુઃખાવો થાય છે. ઓહઓહ!' બાબુએ કરાંજતાં કહ્યું.

ગનુના બાપાએ વિચાર કર્યો કે કદાચ બાબુને વધારે ઓછું થાય તો? પોતાને કાળી ટીલી જ આવે ને? અને તેથી એણે ગનુની માની સામે જોઇને કહ્યું: 'બાબુને ઘેર આપણે ખબર આપીએ?'

'હા, હા, તમે જઇને ખબર આપી આવો.'

અને તરત જ ટોપી પહેરી ગનુના બાપા બહાર નીકળ્યા.

આ તરફ જયંતકુમાર હાંફલા ફાંફલા સરઘસમાંથી ઘેર આવ્યા અને બાબુને નહિ જોતાં પૂછ્યું: 'બાબુ ક્યાં ગયો?'

કોઇ કાંઇ બોલ્યું નહિં કારણ કે કોઇને ખબર ન હતી કે બાબુ ક્યાં ગયો છે.

જયંતકુમારે ફરીવાર અકળાઇને પૂછ્યું: 'કેમ

કોઇ કાંઇ બોલતા નથી ? બાબુની સાથે કોણ હતું એની રૂમમાં ?'

અને એમને ખબર પડી કે ગનુ બાબુની ખબર જોવા આવ્યો હતો તેથી એમને ચિંતા થવા લાગી કે કદાચ ગનુને ઘેર બાબુ ગયો હોય તો ! એ વિચાર આવતાં જ એમનું હૈયું ફફડી ઉઠયું અને એમણે ગમે તે ભોગે પણ બાબુની તપાસ કરવા જવાનું નક્કી કર્યું. એમણે કોટ ટોપી પહેરી હાથમાં ડાંગ લીધી અને કહ્યું :

'હું બાબુની તપાસ કરવા જઉં છું.' એમનો ચહેરો જોઇને એમના નિશ્ચયની બધાને ખાત્રી થઇ અને તેમને કોઇ રોકી શકયું નહિં. તેઓ બહાર નીકળવા જાય છે ત્યાં જ બારણામાંથી બૂમ પડી, 'સાહેબ છે કે ?' અને જવાબ સાંભળ્યા વિના જ ગનુનો બાપ શ્વાસભર્યે અવાજે બોલ્યો : 'સાહેબ, જલદી ચાલો. બાબુને કોઇ ગુંડાએ ઘાયલ કર્યો છે.'

બાબુની બા આ ખબર સાંભળતાં જ ઢગલો થઇને પડી. જયંતકુમાર નોકરોને તેમની સારવાર કરવાનું કહીને ગનુના બાપ સાથે બહાર નીકળ્યા. ને ડ્રાઇવરને બૂમ મારી, 'શોફર ! ગાડી નીકાલો.'

બંને જણ મોટર આવતાં જ અંદર કુદી પડયા.

ગનુને ઘેર આવીને જયંતકુમારે બાબુને બેભાન પડેલો જોયો ત્યારે એમનું મન આશંકાથી ધ્રુજી ઉઠયું. દોડતા જઇને એમણે બાબુની નાડ પકડીને જોઇ ત્યાં જ ગનુની મા બોલી: 'સાહેબ! અહેશાન ખુદાનો, છરી ઉતાવળને લીધે છરકતી વાગી છે અને તેથી ઘા બહુ ઉંડો નથી.' ત્યારેજ જયંત-કુમારનો શ્વાસ હેઠો બેઠો.

જયંતકુમાર, ગનુ, એની મા અને એના બાપે અત્યંત કાળજીપૂર્વક પથારી સાથે બાબુને ઉપાડયો અને મોટરમાં ગોઠવ્યો અને શોફરને તરતજ મોટર ઘેર લેવા કહ્યું.

ઘેર પહોંચી બાબુને પલંગમાં સુવરાવી ડૉક-ટરને તેડાવી મંગાવ્યા. તેમણે ઘા સાફ કરી પાટો બાંધી આપ્યો. આવશ્યક સૂચનાઓ આપી ડૉકટર રવાના થયા.

એક મહિનાની સખત કાળજી પછી બાબુને આરામ થયો ત્યારે બધાના જીવમાં જીવ આવ્યો.

કહેવાની જરૂર નથી કે બાબુની ગનુએ ચોવીસે કલાક ખડે પગે સેવા કરી અને બાબુની બા અને બાપાનાં દિલ જીતી લીધાં.

એક દિવસ જ્યારે બાબુના ઓરડામાં ગનુ એકલો હતો ત્યારે બંનેએ જે દ્રશ્ય જોયું તે અદ્‌ભૂત હતું. ગનુ ઘુંટણીએ પડીને અલ્લાહને આજીજી કરતો હતો: 'અલ્લાહ! મેરા ભાઇ બાબુકા



જાન મેરા જાન લેકરભી બચાઓ.' અને સાચેજ અલ્લાહે એની બંદગી સાંભળી એને બાબુ થોડા દિવસમાં સાજો થયો.



☆ **સમાપ્ત** ☆

